# પૂરાતન પારસી દરિયાઇ

# કાફલાની તવારિખ.



મિનોચેહેર અરચશાહ દાદાવગા

# A NAVAL HISTORY OF ANCIENT PERSIA

BY

MINOCHEHER ERACHSHAH DADRAVALA, B.A.

Author of "A Short Chronicle History of Persia", "A List of Iranian Worthies", Etc.

WITH

# A Naval History of the Parsees in India

BY

RUSTOM BURJORJEE PAYMASTER, B.A., LL.B.

Editor "PARSEE PRAKASH."

BOMBAY:

PRINTED BY K. T. ANKLESARIA, AT THE PRAJA MITRA PRINTING WORKS, TRAM TERMINUS, GIRGAUM, BOMBAY, AND PUBLISHED BY MR. MINOCHEHER ERACHSHAH DADRAVALA, BOMBAY.

1923.

# પૂરાતન પારસી દરિયાઇ કાફલાની તવારિખ.

——:o:——

બનાવનાર:—

મીનોચેહેર એરચશાહ દાદરાવાળા બી. એ.,

તે

"ઇરાની શાહાનશાહતનો સંક્ષેપ્ત (તારિખવાર) ઇતિહાસ",

"ઇરાની શાહાનશાહતના નર–નારીઓના નામોની ટીપ",

વીગેરેના કર્તા.

તથા

# હિંદ મધે સફરી વહાણોને લગતી પાર્સી હુન્નરમંદીની તવારિખ.

——:●:——

રચનાર:—રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, બી. એ. એલએલ. બી.

તે ચાલુ "પારસી પ્રકાશ"ના કર્તા.

———

મુંબઇ.

ગીરગામ ટ્રામ ટરમીનસ આગળ 'પ્રજા–મિત્ર પ્રીન્ટીંગ વર્કસ'માં ખુ૦ તે૦ અંકલેશ્વરિયાએ છાપ્યું છે અને મિનોચેહેર એરચશાહ દાદરાવાળાએ મુંબઇ મધેથી પ્રગટ કીધું છે.

———

૧૯૨૩.

# અર્પણ પત્રિકા.



મર્હુમ માનવંતા

**શેઠ કાવશજી દીનશાહ એડનવાળા સી. આઈ. ઈ.,**

જેવણે એડન મધે બહોળો વેપાર ચલાવી

એક શાહ સોદાગર તરિકે પાર્સી કીર્તિને ઝળકાટ આપ્યો છે

(અને જેવણના સાહસિક સપુતો

સર હોરમસજી કાવશજી દીનશાહ અને ભાઇઓ

પોતાના પૂજ્ય પિતાના પને તે પગલે ચાલી

અરધી ડઝનથી વધુ સ્ટીમરોની માલેકીના બળથી

પૃથ્વીમાં ચોમેર બહોળો વેપાર ચલાવે છે)

## તેમની અશો યાદમાં

આ પૂરાતન તથા હાલની પાર્સી દરિયાઇ કાફ્લાની તવારિખ

માન સાથે

અર્પણ કરવામાં આવે છે.

# દીબાચો.

**લખનારઃ—રૂસ્તમ બરજોરજી પેમાસ્તર બી. એ. એલએલ. બી.**

આ પુસ્તકના લખનાર મી૦ મીનોચેહેર એરચશાહ દાદરાવાળા બી. એ. સાથે વાંચનારી આલમની ઓળખ આજ સાતથી વધુ વર્ષ થયાં પડી ચુકી છે એટલે તેમને વીષે અત્રે ઝાઝુ લખવાની કાંઈ જરૂર નથી. આ અગાઉ તેવણુ "ઇરાની શાહનશાહતનો તારીખવાર ઇતીહાસ" અને "ઇરાની શાહાનશાહતના નર–નારીઓનાં નામોની ટીપ" એ નામની કદીમ ઇરાનને લગતી તવારીખના પુસ્તકો લખી જાણીતા થયલા છે. ઉપર જણાવેલી પહેલી કીતાબ તો તેવણે ઇ૦ સ૦ ૧૯૧૫ ના સાલમાં જ્યારે તેવણુ નાગપુરની મૉરીસ કૉલેજમાં એક વીદયારથી હતા ત્યારે લખી પ્રગટ કીધી હતી અને છેલ્લી કીતાબ ત્યાર પછી ફક્ત એક વરસ રહીને તેવણે બહાર પાડી હતી. જે બંને આ વીષયોમાં ઉલટ લેનાર વાંચકોની પસંદગી પામી હતી. મી૦ દાદરાવાળાએ બદનેરાની "ઝોરાસ્ત્રીયન એંગ્લો વર્નાકયુલર સ્કુલ" તથા ઉમરાવટીની "ગવર્નમેન્ટ હીંદુ હાઇ સ્કુલ" માં કેળવણી લઇ નાગપુરની મૉરીસ કૉલેજ" માંથી ૧૯૧૭ ના સાલમાં અલાહબાદ યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષામાં હાજર થઇ તે પરીક્ષા પસાર કીધી હતી. ત્યાર પછી તેવણે એમ. એ. તથા એલએલ. બી. નો અભ્યાસ ચાલુ રાખ્યો હતો, પણ કાંઇક વીરૂધ્ધ સંજોગોને લીધે તેવણ તે અભ્યાસ છેવટ સુધી ચાલુ રાખી શકયા નહી. જો કે બી. એ. માં તેમની પસંદગીની બાબતો અર્થવીદ્યા સાથે યુરોપ તથા હીંદુ-સ્થાનની તવારીખ હતી, છતાં મી૦ દાદરાવાળાને ન્હાનપણથીજ પોતાના કદીમ ન્યાગાનોની તવારીખ જાણવાનો ઘણો શોખ હતો અને તેથી એ બાબેનો ખાનગી અભ્યાસ ચાલુ રાખી તેવણે ઉપર જણાવેલી પહેલી કીતાબ ૨૦ વરસ અને છેલ્લી કીતાબ ૨૧ વરસની વયે લખી પ્રગટ કીધી હતી. તેમનો "ઇરાની શાહાનશાહતનો તારીખવાર ઇતીહાસ" ૨૭૫ પાનાંથી ભરપુર છે જે મધે તેવણે પુરાતન ઇરાનમાં ઇ૦ પુ૦ સાતમી સદીથી તે ઇ૦સ૦ ૬૫૧ સુધીની ૧૩ સદી દરમ્યાન બનેલા સઘળા અગત્યના બનાવોની તારીખવાર નોંધ લીધી છે. મી૦ દાદરાવાળાની બીજી કીતાબ કદીમ ઇરાનનાં જુદાં જુદાં વંશોના પાદશાહોના વખતમાં થઇ ગયલા નામાં-કીત ઇરાનીઓના નામો તથા કીર્તીવંત કામોની વીગતો એક સાંકળીયા રોકી, કહો

કે જ્ઞાનચક્ર યા દીક્ષનરી જેવી, છે, જે મધે લગભગ ૧૦૦૦ નામોની ઓળખ તેવણે વાંચનારાઓને કરાવી છે.

હાલની કીતાબમાં મી૰ દાદરાવાળાએ હેક ઇરાની પાદશાહતની શરૂઆતથી સાસાનીયન વંશની આખેરી સુધી પુરાતન પાર્સી દરીયાઇ કાફલાની વીગતવાર તવારીખ રજુ કીધી છે.

અમર શાએર ફીર્દોસીના શાહનામા મુજબ સર્વથી જોરેમંદ પેશદાદીઅન પાદશાહ જમશેદે તેના સોનેરી જમાનામાં કેટલાંક હુન્નર ઉદયોગો ઉપરાંત દરીયા ઉપર મુસાફરી કરવા માટે તરતાં લાકડાંના વહાણની શોધ કરી તેમને કામે લગાડયાં હતાં. આવી રીતે ઇરાન મધે જળમાર્ગે મુસાફરી કરવાની શરૂઆત થઇ હતી. ત્યારબાદ પાદશાહ ફરીદુનના જમાનામાં મછવા મારફતે નદીઓ ઓળંગવામાં આવતી હતી.

તે પછી કેયાનીઆન વંશના પહેલા રાજકર્તા પાદશાહ કયકાઉસે હામાવરાન, મીસર અને મીરીયા સામેના પોતાના ખુનખાર યુધ્ધો વેળાએ લશ્કરને દરીયો પસાર કરવા માટે પુષ્કળ વહાણો અને મછવાઓ બાંધ્યા હતા. તુરાની પાદશાહ અફ્રાસીયાબે ઇરાન સામે લડવા અને કેયાનીઆન શાહાનશાહ કયખુસરોએ તુરાન ઉપર જંગ મચાવવાને માટે પોતાના લશ્કરોને સરહદ ઉપર આવેલી નદીઓ ઓળંગવા દરીયાઇ બારકસોનો બહોળો ઉપયોગ કીધો હતો. તે પછી પાદશાહ કયખુસરોનાં વખ્તમાં પુરાતન ઇરાનીઓએ પહેલીવહેલી લાંબી દરીયાઇ મુસાફરી કીધેલી નોંધાઇ છે.

શાહનશાહ ગુસ્તાપ પછીથી તે હખામની વંશના મહાન પાર્સી શાહાનશાહ કુરૂશના વખ્ત સુધીનો દરીયાઇ બારકસનો ઇતીહાસ અંધકારમાં દટાયલો છે, પણ મહાન હખામની શાહનશાહ કબુજીયે લડાયક દરીયાઇ બારકસોનો કાફલો પુરાતન ઇરાનમાં ઇ૰ પુ૰ ૫૨૯–૨૫ નાં વર્ષો દરમીયાન પહેલ વહેલો ઉભો કીધો પછી આખી જેહાનમાં **પાર્સી દરીયાઇ કાફલો અજીત થઇ પડયો હતો.** કાળા સમુદ્ર અને ભુમધ્ય સમુદ્રમાંજ પાર્સી કાફલાની ચલવલ અટકી રહી નહી, પણ તે એક બાજુ સીંધુ નદીના પ્રવાહ અને મુખની શોધમાં અને બીજી તરફ કાળા સમુદ્ર અને ભુમધ્ય સમુદ્રના કોસ્ટાઓ ઉપર આવેલા દેશોની શોધખોળ કરવા ઉપરાંત છેક આફ્રીકા ખંડની પ્રદક્ષીણા કરવામાં પણ રોકાયો હતો અને યુરોપી રશીયા, બાલકના રાજ્યો, ગ્રીસ, ઇજીપ્ત, ત્રીપોલી, મારોકકો, ટયુનીસ, વીગેરે યુરોપી અને અનાફ્રીકાના મુલ્કો ઉપર તે અનેકવાર મહાભારત ફતેહમંદ ચઢાઇઓ લઇ ગયો હતો.

મહાત્મા દારાયસ હીસ્તાસ્પીસે (ઇ० પુ० ૫૨૧-૪૮૫) હીંદુસ્તાન ઉપર ચઢાઇ લઇ જવા અગાઉ આ દેશ વીષે ખબર મેળવવા સ્કાઇલૅક્ષ ઑફ કારીયાન્દાને પંજાબની નદીઓ તથા સીંધ તરફ દરીયાઇ શોધખોળ કરવા મોકલ્યો હતો. આ શોધક અટક નજદીકથી નીકળી દરીયા તરફ જઇ પહોંચ્યો અને હીંદી મહાસાગર ઓળંગી પશ્ચીમ ભણી રાતા સમુદ્રના કીનારા તરફ ૩૦ મહીને આવી પુગ્યો હતો. એજ મથકેથી ઇજીપ્તના રાજાએ લીબ્યા (આફ્રીકા) ની આસપાસ સફર કરવાને ફીનાશીયનોને મોકલ્યા હતા.

આ પછી દારાયસ હીંદુસ્થાન ઉપર ચઢાઇ લાવ્યો અને ઇંડસ નદીની પશ્ચીમનો મુલક પોતાને તાબે કીધો. તેની પછી જયારે ઍલેકઝાન્ડર ધી ગ્રેટ હીંદુસ્તાન ઉપર ચઢાઈ કીધી ત્યારે તેણે ઇરાનની શાહાનશાહત અને સ્વતંત્ર હીંદુસ્તાન વચ્ચે સાંધુ નદીની સરહદ જોઇ હતી.

સાલામીસના જગપ્રસીધ્ધ લડાઈ થઇ ત્યાં સુધી પારસી કાફલાની સર્વોપરી સત્તા આખી દુનીયામાં કાયમ રહી હતી. પરંતુ તે દરીયાઇ યુધ્ધ પછી થોડીક મુદત સુધી પારસી કાફલો લગાર મંદ થઇ ગયો હતો. પણ ઇ० પુ० ૩૯૪ મા થયલી નાઇડસની ખુનખાર દરીયાઇ લડાઇમાં પારસી કાફલાએ પોતાની ખોહી દીધેલી સત્તા પાછી મેળવી અને છેક હખામની શાહનશાહતની આખેરી પર્યંત તેનું અજીતપણું ટકી રહ્યું હતું.

હખામની શાહાનશાહતના નાશ થવા પછી જયારે તેજ વંશની એક શાખા તે કાળા સમુદ્રને દક્ષીણ કીનારે આવેલા પાન્ટસના જબરા પારસી રાજ્યના જગપ્રસીધ્ધ મહાત્મા શાહાનશાહ મીથ્રીદાતીસનો સેતારો પ્રકાશવા લાગ્યો ત્યારે એકવાર ફરીથી પારસી દરીયાઇ કાફલાના પરાક્રમોથી પ્રાચીન દુનીયાના ખુણેખુણા ધમધમી રહ્યાં હતાં. આ વેળા પારસી કાફલો છેક સ્પેન સુધી પહોંચી ગયો અને તેના ધાકથી રોમનોના અજીત ગણાતા રાજયના કોસ્ટાઓ ઉપર ત્રાસ વરતી રહ્યો હતો !

જેવી ઝળકતી કારકીર્દી પારસી કાફલાએ હખામની અને પોન્ટસની શાહાનશાહતો વેળાએ દરીયાઇ યુધ્ધોમાં જબરી ફતેહો મેળવી ભોગવી હતી તેવીજ જશવંતી જલેહમંદ કીર્તી સાસાનીઆન જમાનામાં પારસી વેપારી દરીયાઇ કાફલાએ વેપારો હરીફાઇમાં જીત મેળવી ભોગવી હતી. એ મુજબ કદીમ ઇરાન મધે આપણા પ્રખ્યાત નયાગોનોએ દરીયાઇ કાફલા મારફતે જે ભારે નામના જશ-આશકારા કીધી હતી તેનો મગરૂરી ભર્યો હેવાલ મી० દાદરાવાળાના લખાણથી અત્રે ઘણી અચ્છી રીતે જોવામાં આવશે.

હવે આ પુસ્તક બાબે મી૦ મીનોચેહેર સાથે વાત થતાં મેં તેવણને એવી સુચના કીધી કે તેવણે બને તો આ અતી ઝળકતી અસલી પાર્સી તવારીખના વીભાગને લંબાવી આ દેશમાં આપણા હમદીનોએ વાસો કીધો ત્યારથી તે આજવેરની પાર્સી વહાણ બાંધનારાઓ સાથ વહાણોના પાર્સી માલેકોની કાર્કીર્દીનું પણ બ્યાન તેમની કીતાબમાં દાખલ કરવું. જો કે પાર્સી લડાયક કાફલાના દીવસો તો નેહાવંદની લડાઇ પછી સાસાનીઆન શાહનશાહતનો અંત આવવા અગાઉનાજ ખતમ થયા હતા, તોપણ આ હીંદ સરજમીન ઉપર આપણા ત્યાગાનોનો કાફલો હાંદેસાનો માર્યો, અફલાતો ઝીકાતો હોરમજદનાં બંદરેથી નીકળી દીવ તરફ આશરો શોધતો આવ્યો, પછી ૧૯ વરસની મુદતમાં દીવથી ઉઠાંગરી કરી સંજાણ બંદરે પગ મુકયો તે દીવસથી આજ આશરે બારસો વરસની મુદતમાં, પાર્સીઓએ પોતાનું રાજ-પાટ ખોહવા બાદ આ દેશ મધ્યે ઠરીઠામ થયા પછી, પોતાની માલેકીના લડાયક વહાણો ધરાવવાના મગરૂરી ભર્યા દીવસને છેલ્લી સલામ કીધી હતી, છતાં સુલેહના જમાનામાં દેશે દેશના વેપારને અર્થે ગોદી તથા વહાણની જરૂર જે રાજા અને રૈયતને એક સરખી પડે છે તે બાબદમાં આપણા હીંદમાં વસતા પારસીઓએ શો હીસ્સો આપયો છે તે બાબે પણ વર્ણન કરી આ વીષયને સંપુર્ણ બનાવવાની મારી તરફથી ભલામણ થતાં મી૦ દાદરાવાળાએ મ્હને ખોલાસો કીધો કે તેવણનો વીષય અસલી પાર્સી અને ખાસ કરીને ઇરાની તવારીખને લગતો હતો અને ફકત તેજ બાબે તેમને ખાસ માહીતી હતી અને આ દેશના પાર્સીઓને લગતી તવારીખનો અભ્યાસ તેવણે ઝાઝો કીધો ન હતો. એમ કહી તેવણે મેં જણાવેલો વીચાર પસંદ કરી મને પોતાનેજ આગ્રહ કીધો કે મારેજ આ છેલ્લી બાબદ ઉપર તેમના વીષયની પુર્વણી તરીકે કાંઇક લખાણ પુરૂં પાડવું.

આ તો ત્યારે પેલી એક સંસારી કહેતી મુજબની વાત થઇ. વહેવાઇને પરણ-વાની સુચના કરતાં વહેવાણનેજ ધાંઇ પડી તેની સાથેજ જીંદગીભરના પત્યાલામ જોડાવાની તેણે વળતી સુચના કીધી, તે મુજબનું થયું. છતાં આ વીષય મને અગત્યનો લાગવાથી મેં ઉપલી સુચના માથે ચઢાવી, અને આ વીષય બીજેજ અઠવાડીયે ચાલુ કરવાની જરૂર જણાવવાથી જે ટુંક વખ્ત મારા હાથમાં હતો તે તથા મ્હારી અનેક બીજી રોકાણોને લીધે હું જોઉં છું કે તેને જોઇએ તેવો ઇન્સાફ હું આપી શકયો નથી અને મારે હસ્તક સોંપેલો આ વીભાગ ઘણો અધુરો રહેલો હું માનું છું. તેટલા માટે આ છેલ્લા વીભાગમાં જેબી કાંઈ ખામીઓ જો-વામાં આવે તે માટે હું એકલોજ જોખમદાર છું એમ મારે ખુલ્લાં દીલથી કબુલ કરવું જોઇએ.

આ રીતે વાંચનાર જોશે કે તાજી ઉત્સાહ ધરાવનાર એક જવાન તવારીખના અભ્યાસી સાથે એક ૫૦ વરસની ખોટી બાજુએ જઇ પુગેલા બુઢાપાના તબક્કામાં દાખલ થયલા શખ્સે પોતાનું કીસ્મત જોડી લખાણની કીસ્તી દરીયામાં હોમાવી છે. હલેસા ઉપર એક તરૂણ વયના ગભરૂ જવાન સાથે નબલી પડેલી દેહવાળો ખલાસી હલેસા મારવા બેસે તો કીસ્તીની હાલત કેવી હોય તેનો વાંચનારે ઉદાર વૃતીથી ખ્યાલ કરવો જોઇએ છે. વળી પોતાના રાજપાટના જોરે જે જાહોજલાલીભરી સ્થીતી–ખાસ કરીને હખામની જમાનામાં જોવામાં આવતી હતી તેના પ્રમાણમાં એક રાજ ખોહેલી પરાધીન પરતંત્ર પ્રજાની હાલતના જમાનામાં જે સુસ્ત અને નબળી સ્થીતી (સુધારા વધારાનાં બીજાં પ્રકરણો માફક) આ દરીયાઇ વહાણની બાબદમાં પણ સ્વભાવીક રીતે હોઇ શકે તે સ્થીતીની જાણે ઝુંકની રીબની હાલતનુ વર્ણન કરવાનું મારે ફાલે આવ્યું છે તે પણ વાંચનાર ધ્યાનમાં લેશે. છતાં આપણને કાંઇક સંતોષનો દમ લેવાને કારણ મળે છે કે આ દેશ મધે આપણા પાર્સીઓ આવી વસ્યા ને લગભગ એક હઝારો પસાર થવા બાદ મુંબઇ શહેરની લડાયક તેમજ વેપારી કીર્તીને જમાવવામાં સઘળી હીંદીવાન કોમો મધે આપણી પાર્સી કોમે–અને તેમા તેનાં એકજ સકર્મી કુટુંબના સહારીક બેટાઓએ કીમતી ભાગ બજાવ્યો છે. વાંચનારને અટકળ કરતા વાર ન લાગશે કે હું મસ્કુર વહાડીઆ ખાનદાન માટે બોલું છું, કે જે કુટુંબના નેકબખ્ત વડા લવજી વહાડીઆ તથા તેમના સંખ્યાબંધ નબીરાઓએ લગભગ દોઢ સદીના લાંબા અરસામાં મુંબઇની અનેક ગોદીઓનો પાયો નાંખવા ઉપરાંત અંગ્રેજ સરકારની નોકરી મધે સેકડો લડાયક અને વેપારી વહાણોના કાફલા બાંધીને રાજની તેમજ દેશના વેપારની અમુલ્ય સેવા બજાવી છે કે જે સંબંધ ખુદ વેલાત મધેના દરીયાઇ ખાતાંએ તેમજ ફ્રેન્ચ અને બીજી સરકારોએ આ વહાડીઆ કુટુંબના માસ્તર–બીલ્ડરોની કારીગરી તેમજ કળા કૌશલ્યની તારીફ કરવા ઉપરાંત અનેક જાગીરો, ઇનામો તથા ચાંદોની ભેટ કીધી છે. આપણી મુંબઇની ગોદીમાં વહાડીઆ માસ્તર બીલ્ડરોના વડપણ હેઠળ બાંધવાને માટે ખુદ લડાયક મનવારોના સારૂ ઓરડરો વેલાત વેરથી આવતા હતા અને મુંબઇ શહેરની ગોદીની અને ખાસ કરીને મજકુર પાર્સી કારીગરોની નામના પશ્ચીમ તરફના દેશે દેશ પથરાઇ ગઇ હતી. આ બાબેના ઝળકતા સફાઓ જે અત્રે બહુજ ટુંકમાં મે આપ્યાં છે તે મુંબઇ શહેરની અને તેના પાર્સીઓની મગરૂરીમાં વધારો કરે છે. એ બાબે વધુ ન લખતાં વાંચનારને પાછલાં સફાઓ ઉપર નજર નાખી તે બાબે પોતાની ખાત્રી કરવાની હુ વીનતી કરીશ પણ તે આગમજ મી૦ દાદરાવળાએ જે કદીમ ઇરાની નાગાનોએ અખુત દરીયાઇ બળથી જુદાં જુદાં દેશ સાથે જળમાર્ગે

લડાઇ ચલાવી જરથોસ્તી વાવટો સર્વે જગે પારસી વીરલાઓએ ઉડતો કીધો હ તેના સોનેરી કીર્તીવાન સફાઓ ઉપર ખાસ ધ્યાન પુગાડવાની ભલામણુ કરીશ કે જેથી હમદીનોને જોવાને બની આવે કે તે આપણા પવીત્ર પુજય ન્યાગાનોએ પોતાની શાહાનશાહતના અસલો જમાનાઓમાં જયારે યુરોપના રાજયો મ્હોટે ભાગે ઝુંફતી ઝાફતી હાલતમાં પડેલાં હતાં ત્યારે પોતાનો કેવો સીકકો તે વેળાની જણાચલી દુનીયાના મ્હોટા ભાગ ઉપર બજાવ્યો હતો અને પોતાના અસલ જમાનાના વડવાઓની કીર્તી જેવીજ નહી તોપણ તેને થોડે હીસ્સે પણ કીર્તી હાલના ફેરવાયલા સંજોગો વચ્ચે પાછી સજીવન કરવાને તેમનામાં નવી અભીલાષા સાથે નવી ઉલટ અને નવી ઉમેદ બરપા થાય એવી દુઆ ગુજારીશ. આમીન!

જાનેવારી ૧૯૨૩ ચંદનવાડી, મુંબઇ.

# ઉપકાર પત્ર.

———:o:———

વહ'લા વતન ઇરાનની પુરાતન તવારિખ સાહાસિક પાર્સી શાહનશાહોના સાહાસ કર્મો, જેહાંઆસ્કાર પાસી જોદ્ધાઓની ઝળકતી જીતો અને બીજા સંખ્યાબંધ શૂરવીર પ્રાક્રમી પાર્સી વીર નરોના કીર્તિવંત કામોથી ઝમકી રહી છે. એક વખતે પાર્સી શમશેરના સપાટાથી—ટિબેટના જંગલોથી તે ઍટલાન્ટિક મહાસાગરના કોસ્ટાઓ સુધી અને યરોપી રશિયા તથા સૈબિર્યાના બરફથી ઢંકાયલા અત્યંત ઠંડા પ્રદેશોથી તે છેક ન્યુબિયા અને સાહ્રરાના અતિશ્ય ગરમ રેતાળ રણો વેરની ભુમીઓ ધમધમી રહી હતી. આપણા તે પ્યારા પનોતા વીર વડીલોના પ્રતાપિ પ્રક્રમો અને સુંદર સાહાસ કર્મો ફક્ત જમીન ઉપરજ અટકી રહયાં હતાં નહિ, પરંતુ અનેક વખતે તે વખતની દુનિયામાં જણાયલા સમુદ્રો અને મહાસાગરોમાં પણ પાર્સી લડાયક બારકસોનો દમામદાર જાહોજલાલીભર્યો દોર ચાલુ રહયો હતો. આ પુસ્તકમાં છેક પેશદાદીઅન વંશના જગપ્રસિદ્ધ શાહાનશાહ જમશીદના જમાનાથી તે છેલ્લાં કમનશીબ સાસાનીઆન શાહાનશાહ યજદેજર્દ શેહેરિયારના વખત સુધીની પાર્સી દરિયાઇ—લડાયક તથા વેપારી—કાફલાની તવારિખ અસલી ગ્રીક, રોમન, આર્માનિયન, યાહુદી, ઇજીપ્શ્યન, આરબ અને ફાર્સી તવારિખનવેશોએ પોતાની તવારિખમાં લીધેલી નોંધો ઉપરથી ઉપજાવી કાઢી મ્હારી વહાલા પાર્સી કોમની સેવામાં અત્રે રજુ કીધી છે.

નેહાવંદની નેહેસ્ત નાશકારક લડાઇ પછી તથા તે આગમજ દયાળુ હિંદ દેશમાં આવી વસેલા પાર્સીઓની વહણવટીઓ કે વહાણ બાંધનારાઓ તરિકેની કારકીર્દિનો હેવાલ રજુ કરી મ્હારા પુસ્તકને સંપૂર્ણ બનાવવાની મ્હારા દિલસોઝ વિદ્વાન ખેરખાહ મી૦ રૂસ્તમજી બરજોરજી પેમાસ્તર બી. એ. એલએલ. બી. તરફથી મ્હને ફરમાશ થવે—એ બાબદ વિષેનો મ્હારો અભ્યાસ ઝાઝો નહિ હોવાથી, મ્હેં હિંદુસ્થાનના પાર્સીઓના ઇતિહાસના આ અથંગ અભ્યાસીનેજ અર્જ કીધી કે એ વાયય ઉપર એમણે પોતેજ પોતાની અનુભવી કલમ ચલાવવી. મ્હારી આ અર્જ એકે બોલે સ્વીકારી મ્હારી ઇચ્છાનુસાર મી૦ પેમાસ્તરે હિંદુસ્તાનના પાર્સીઓની સફરી વહાણો બાંધવાની હુન્નરમંદી તથા પાર્સીઓ અને ખાસ કરીને નામીચા વહાડીઆ કુટુંબે બાંધેલી મુંબઇની ગોદીઓ તથાં સેંકડો વેપારી અને લડાયક બારકસો તેમજ પાર્સી માલેકીના વહાણો તથા સ્ટીમરો ઉપર એક ઘણોજ રસિકો વિષય ઘણીજ ટુંક મુદતમાં લખી કાઢી મ્હારા પુસ્તકને સંપૂર્ણ બનાવવા જે કીમતી ફાલો આપ્યો

છે તે માટે એ સાદા લાયકીવાળા સદ્ગૃહસ્થનો હું આ તકે આભાર માનું છું વળી આ મ્હારા પુસ્તકનો લંબાણ વિદ્વતાભર્યો દીબાચો લખી મ્હારી ઉપર તેવણે કીધેલા ઉપકારનો પણ હું સ્વીકાર કરૂં છું.

આજે પુરાતન સરજમીન ઇરાનના ઇતિહાસ સંબંધી મગરૂરીભરી શોધખોળો ચલાવવામાં અને પોતાની ચાલુ મેહેનત અને અથંગ અભ્યાસનો લહાવો પ્યારી પાર્સી કોમને આપવા આપણી કોમના અનેક અભ્યાસીઓ મથેલા છે, પણ કમનસીબે તેઓને જેવું ઉત્તેજન મળવું જોઇએ તેવું મળતું નહિ હોવાથી ઘણાઓને નાસીપાસ થવું પડે છે. આજકાલ પાર્સી વાંચકોનો શોખ નોવેલોના કુથલા અને પ્યારના પીંજણોના ઇંગ્રેજી ઉપરથી ઉપજાવેલાં કે તરજુમો કીધેલાં લખાણો ઉપર ઝાઝો હોવાથી પ્રાચીન ઇરાનની તવારિખના પુસ્તકોને ખરીદવાની કે વાંચવાની પાર્સીઓમાં ઉલટ નથી એ કમનસીબની વાત છે. મ્હારૂં આ પુસ્તક ઇ૦ સ૦ ૧૯૧૭ માં લખાઇ તૈયાર થયું હતું, પણ મ્હારી કમગુજાસ અને ઘટતી મદદની ગેરહાજરીમાં તે ૭ વરસ સુધી છપાયા વગર પડી રહ્યું હતું. પરંતુ મ્હારા સારા નસીબે છેવટે મ્હને ઘટતું ઉત્તેજન અને મદદ મળી અને મુંબઇના જાણીતા અઠવાડીક "રાસ્ત ગોફતાર, પ્રજા-મિત્ર અને પારસી" ની કીમતી કટારોમાં ત્હેને જગા મળી. એ પત્રમાં પ્રથમ મ્હારૂં પુસ્તક પ્રગટ કરી ત્યાર પછી તેને ચોપડીના આકારમાં છાપી આપવા માટે એ છાપાના દિલસોઝ લાયકીવાળા મેનેજર સાહેબ મી૦ ખુરશેદચેહેર તેહમુરસ્પ અંકલેશ્વરિયા તથા ત્હેના વિદ્વાન બુઝર્ગ અધિપતિ સાહેબ મી૦ મેહેરજીભાઇ પાલનજી માદનનો અંતઃકરણપુર્વક આભાર માનું છું.

વળી ઇરાનની તવારિખને લગતો મ્હારો અભ્યાસ ચાલુ રાખી ઇરાનના ઇતિહાસના બીજાં અનેક પુસ્તકો બહાર પાડવા મ્હને ઘટતી મદદ કરી મ્હારા ઉમંગ અને ઉલટને ઉત્તેજન આપવા માટે પાર્સી કોમના એક માનવંતા બુઝર્ગ અકાબર અને અનેક સ્ટીમરોની માલેકી ધરાવી પુરાતન પાર્સી દરિયાઇ કાફલાની જાહોજલાલી ભરી કારકીર્દિનો ખ્યાલ આપનારા સખીવજુદ પાર્સી શેઠયા સર હોરમસજી કાવસજી એડનવાળા એમ. વી. ઓ., ઓ. બી. ઈ. નો પણ હું આ તકે આભાર માનું છું.

છેવટે મ્હારી વહાલી કોમના સખીવજુદ બાનુઓ અને ગૃહસ્થો તથા જાહેર ફંડોને લખી તૈયાર રાખેલી મ્હારી નીચલી ચોપડીઓ—

**૧. પોન્ટસના પ્રસિધ્ધ પાર્સી પાદશાહોનો ઇતિહાસ.**
**૨. પાર્સીઓ અને યાહુદીઓ.**

૩. ઈશાની વિષયો.
૪. આફ્રિકા ખંડમાં એક વેળા મચેલી પાસી શાહાનશાહાત.

ને પ્રગટ કરવામાં મ્હને ઉત્તેજન આપવાને નમનતાઈપૂર્વક અર્જ કરી આ અલ્પ લેખ ખતમ કરૂં છું.

મુંબઈ,
તા૦ ૨૩-૧-૧૯૨૩.

મિનોચેહેર એસ્ચશાહ દાદરાવાળા.

# સાંકળિયું.

### પ્રકરણ ૧૬ મં.

### પોન્ટસને બળવંત પાર્સી કાફલો.



### પ્રકરણ ૧૭ મું.

### સાસાનીઆન સલ્તનતના સાહસીક પાર્સી નાવિકો.



### પ્રકરણ ૧૮ મું.

### ઈરાની શાહાનશાહતના નઉકા સેનાધિપતિઓની ટીપ.



## વધારો.

### વધારો ૧.

### પુરાતન પાર્સી દરિયાઈ કાફલાનો તારીખવાર ઈતિહાસ.



### વધારો ૨.

### "તાંકે-બોસ્તાન"ના કોતરકામોમાં હોડીઓનો દેખાવ.



### વધારો ૩.

### હિંદ મધ્યે સફરી વહાણો બાંધવાની પાર્સી હુન્નરમંદી. વહાડીઆ કુટુંબે બાંધેલી મુંબઈની ગોદી અને લડાયક બારકસો. પાર્સી માલેકીના વહાણો તથા ટીમરો.

**(લખનાર:—રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, બી. એ. એલ એલ. બી.)**

# પ્રકરણ ૧ લું.

—:o:—

## પેશદાદીઆન અને કેયાનીઆન જમાનાના ઇરાનીઓ અને વહાણો બાંધવાનો હુન્નર.

**જમશીદના જમાનામાં મછવાની શોધ**—પુરાતન આર્ય પ્રજામાં વહાણ બાંધવાનો હુન્નર બેહદ પુરાના કાળથી જણાયલો હતો. પ્રાચીન કાળમાં જે વખ્તે હીંદુસ્તાન અને ઇરાનની આર્ય પ્રજાઓ પ્રસીધ્ધ બખ્ખબામીમાં સાથે વસ્તી હતી તે વેળા વહાણોનો ઉપયોગ ઘણું ખરૂં ઉતારૂઓ માટે નદી પસાર કરવા, લશ્કરને એક પારથી બીજી પાર લઇ જવા અને લડાઇનો સામાન તથા સામગ્રી એક કીનારેથી બીજે કીનારે પહોંચતી કરવા માટે થતો હતો. પેશદાદીઆન કે કેયાનીઆન જમાનામાં એક પણ દરીયાઇ યુધ્ધ થયલું તવારીખમાં નોંધાયલું નથી, માટે દરીયાઇ યુધ્ધકળાથી પુરાતન ઇરાનીઓ માહીતગાર હોય એવું લાગતું નથી. કયાની તબકકાના અનેક નામાંકીત રાજ્યકર્તાઓએ અનેક વખ્તે સંખ્યાબંધ બારકસોના ગંજાવર કાફલાઓ ઉભા કીધા હતા જેની નોંધ જગમશ્હુર શાએર ફીર્દોસી તુસીએ પોતાના જગપ્રસીધ્ધ શાહનામામાં લીધેલી મળી આવે છે. એ સઘળી નોંધોને આ પ્રકરણમાં એકઠી કરવાનો આપણો ઇરાદો છે:

શાએર ફીર્દોસી મુજબ વહાણ બાંધવાનો હુન્નર પુરાતન ઇરાનીઓને શાહાનશાહ જમશીદે શીખવ્યો હતો, ફીર્દોસી કહે છે કે—

ગુઝર કરદ અઝાનપસ બકેશ્તી બઆબ
ઝે કેશ્વર બકેશ્વર બરઆમદ શેતાબ

**તરજુમો**—ત્યાર પછી મછવા મારફતે તેણે (જમશીદે) પાણી ઉપર ચાલવા માંડયું–એક દેશથી બીજે દેશ જલ્દીથી આવ્યો.[૧]

**શાહાનશાહ ફરીદુન અને હોડીવાળો**—જમશીદનો નાશ થયા પછી સેંકડો વર્ષ બાદ જ્યારે શાહજાદા ફરીદુને ઝોહાક સ્હામે ચઢાઇ કીધી ત્યારે ફીર્દોસી મુજબ તે નામદાર અર્વંદ (દજલે Tigris) નદીને કીનારે આવી પહોંચ્યો અને તે નામદારે "ખલાસીઓ તરફ સલામ મોકલાવી"—

કે કેશ્તીઓ ઝવિરક હમઅન્દર શેતાબ
ગુઝારીદ યકસર બરીન રૂએ આબ

૧ કુટાર ભાઈઓનું 'શાહનામું' વોલ્યુમ ૧ લું, પાનું ૩૧ મું.

મરા બા સેપાહમ બદાન સુ રસાન
અઝીન હા કસીરા બદીન સુ મમાન

**તરજુમો**—કે "હમો સઘળાં વહાણ અને હોડી શીતાબીથી પાણી ઉપર છોડો, (અને) મ્હને લશ્કર સાથે પેલે પાર પહોંચાડો—અહીં કોઇને પણ રહેવા ના દેશો."[1]

પરંતુ "તે નદીનો નેગહબાન હોડી લાવ્યો નહીં (અને) ફરીદુનના કહયાથી નીચે આવ્યો નહીં. તેણે એવો જવાબ આપ્યો કે જેહાનના પાદશાહ (ઝોહાકે) છુપી રીતે મ્હને એમ કહેલું છે કે 'પહેલાં જ્યાં સુધી મ્હારો સીલ સાથનો પરવાનો તું મેળવે નહીં ત્યાં સુધી કોઇને (પણ) હોડી આપતો ના.' જ્યારે ફરીદુને એ સાંભળ્યું ત્યારે ઘુસ્સે થયો (અને) હેને તે ઉંડા દરીયાની ધાસ્તી લાગી નહીં. હેણે તુન્દીથી પાદશાહી કમર બાંધી (અને) સીંહને દીલના ઘોડા ઉપર સવાર થયો. હેનું સર કીના અને લડાઇ માટે તેઝ થયું (અને) ગુલરંગ ઘોડાને પાણીમાં ઝોકાવ્યો. હેના સઘળા સાથીઓએ (પણ) કમર બાંધી (અને) એકેકની પુઠે દરીયામાં સર ઝોકાવ્યાં." એ રીતે હોડીઓની મદદ વીના શાહાનશાહ ફરીદુન અર્વંદ નદી પસાર કરી ગયો.

**શાહાનશાહ કયકાઉસ અને હેનો ગંજાવર કાફલો**—કયાની શાહાનશાહોમાં મ્હોટા પાયા ઉપર દરીયાઇ કાફલો ઉભો કરનાર પહેલવહેલો પાદશાહ કયકાઉસ હતો. એ રાજ્યકર્તાએ હામાવરાન **મીસર** અને **સીરીયા** સ્હામેના ખુનખાર યુધ્ધ વેળા પોતાના લશ્કરને દરીયો પસાર કરી પેલી પાર લઇ જવા માટે પુષ્કળ વહાણો અને મછવા બંધાવ્યા હતા. **ફીર્દોસી** કહે છે કે **માઝન્દરાન** ઉપર રૂસ્તમની મદદથી ફતેહ મેળવ્યા બાદ કય કાઉસે એવો ઇરાદો કીધો કે "પોતાની પાદશાહીના મુલ્કમાં ફરે." આથી ઇરાનથી નીકળી તુરાન, **ચીન**, **મકાન**, **ઝેરેહ**, બર્બરીસ્તાન અને **કોહેકાફ** તરફ ફરી છેવટે તે નામદાર **ઝાબુલેસ્તાન** તરફ **ઝાલના** બેટા રૂસ્તમની મેહમાની માટે ગયો. જ્યારે તે નામદાર **ઝાબુલેસ્તાન** તરફ હતો ત્યારે "એક ધનવાન અને ઉત્સાહી માણસે **મીસર** (ઇજીપ્ત) અને **શામ** (**સીરીયા**) માં પોતાનો ઝુંડો ઉઠાવ્યો."[2] આથી શાહાનશાહ કયકાઉસ લડાઇ ઉપર ગયો અને—

બીઅન્દાઝહ કેશ્તીઓ ઝઉરક બે સાખ્ત
બેયારાસ્ત લશ્કર બદુ દરને શાખ્ત

---

૧ શાહનામું વો૦ ૧ લું. પાનું ૫૬ મું.
૨ શાહનામું વો૦ ૨ જું, પાનું ૧૪૩ મું.

હુમાના કે ફુર્સ-ગ બુદી હઝાર
અગર પાએરા રાહ કદી ગઝાર

તરજુમો—ત્હેણે પુષ્કળ લડાઇના વહાણો અને મછવા તૈયાર કરાવ્યા—લશ્કર ગોઠવી તેમાં હંકાર્યું. એજ મુસાફરી જો પગને રસ્તે કરતે તો નઝદીક હઝાર ફુર્સંગ જેટલી હતી.[1]

એજ પ્રમાણે જ્યારે હામાવરાનના પાદશાહની નીચ યુકતીથી શાહાનશાહ કયકાઉસ હામાવરાન ખાતે કેદ પકડાયો ત્યારે તે નામદારનું સૈન્ય "ઇરાન તરફ પાછું ફર્યું" અને

ઝ દર્યા બકેશ્તીઓ ઝઉરક શદન્દ
વઝીનરૂ બસહરાઓ હામુન ઝદન્દ

તરજુમો—કીસ્તીઓ ઉપર સવાર થઇ દરીયા માર્ગે (ઇરાન) તરફના જંગલમાં આવી પહોંચ્યું.[2]

વળી કયકાઉસને છોડવવા અને હામાવરાન, મીસર અને બર્બરના પાદશાહો ઉપર તે નામદારનું વેર લેવા જ્યારે જેહાંપહેલવાન રૂસ્તમે હામાવરાન ઉપર ચઢાઇ કીધી ત્યારે ફીર્દોસી મુજબ—

સોવી ઝેર્હ દર્યા બેયામદ બજન્ગ
કે બર ખુશ્ક બરબુદ રહ બા દેરન્ગ
બકેશ્તીઓ ઝઉરક સેપાહી ગરાન
રસીદન્દ નઝદીકે હામાવરાન

તરજુમો—ત્હેણે લડાઇ માટે દરીયાનો રસ્તો લીધો—કારણ કે ઝમીનનો રસ્તો લાંબો હતો. વહાણ અને મછવામાં ભારી લશ્કર હામાવરાનની નઝદીક પહોંચ્યું.[3]

**અફ્રાસીયાબની ઇરાન ઉપરની ચઢાઈ વેળા હોડીઓનો બહોળો ઉપયોગ**—શાહાનશાહ કયકાઉસ પછી શાહાનશાહ કયખુસરૂના અમલ દરમીયાન લડાઇને વખ્તે સામાન સરંજામ તથા લશ્કરોને લાવ લઇ જાવ કરવા માટે હજારો વહાણોના ગંજાવર કાફલાઓ બંધાવવામાં આવ્યા હતા. પોતાના પેદર શ્યાવક્ષનું વેર લેવા જ્યારે શાહનશાહ કયખુસરૂએ તુરાન સ્હામે લડાઇ જાહેર કીધી અને તે મહાભારત યાદગાર યુધ્ધ દરમીયાન જ્યારે એક લડાઇમાં અફ્રાસીયાબનો નામીચો સપેહસાલાર અને વઝીર પીરાન માર્યો ગયો ત્યારે ત્હેનું વેર લેવા અફ્રાસીયાબ અને

---

૧ શાહનામું વો૦ ૨ જું, પાનું ૧૪૩ મું.
૨ શાહનામું વો૦ ૨ જું, પાનું ૧૫૧ મું. ૩ શાહનામું વો૦ ૨ જું, પાનું ૧૫૫ મું.

ત્હેના દરબારીઓ એવા "વીચાર ઉપર આવ્યા કે 'પાદશાહે લશ્કરને જઇહુનની પેલી પાર ઉતારવું.'' ફીર્દોસી મુજબ—

સેપહ બુદ સર તા સરે રૂદબાર
બેયાવરદ કેશ્તી કુઝુન અઝ હઝાર
બયક હફ્તહ બર આબ કેશતી ગુઝશ્ત
સેપહ બુદ યકસર હમહ કુહો દશ્ત

**તરજુમો**—ત્હેનું તમામ લશ્કર નદીના એક કીનારાથી બીજા કીનારા સુધીનું હતું જેથી તેઓ એક હઝારથી વધુ હોડીઓ લઇ આવ્યા. તે વહાણો એક અઠવાડીયાં સુધી નદી ઉપરથી પસાર થઇ લશ્કર કીનારે ઉતારવા લાગ્યાં જેથી ત્યાંના પહાડ અને મયદાન તમામ લશ્કરે ભરાઇ ગયાં.[૧]

વળી જયારે એજ યુધ્ધ દરમીયાન સંખ્યાબંધ શીકસ્તો ખમી અફ્રાસીયાબનું તમામ સઇન્ય નાશ પામ્યું ત્યારે ફીર્દોસી કહે છે કે તે પાદશાહ ન્હાસતો ભાગતો "ઝેરેહ નદી સુધી આવી લાગ્યો." "ત્હેણે તરવાળાને હોકમ કીધો કે 'પેલી પાર ઉતરવા માટે કીસ્તીની તઇયારી કરે." પરંતુ જયારે તે તરવાળાએ મુસાફરીની હાડમારીથી ડરી જઇ કીસ્તી તઇયાર કરવા નાજ પાડી ત્યારે ત્હેણે "પોતાના સરદારોને ફરમાવ્યું કે 'નદીમાં સંખ્યાબંધ કીસ્તીઓ ઉતારે'. પછી તેઓએ ગંગદેઝ તરફ હંકારી જવા માટે સઢ ચઢાવ્યા અને ભલાં બુરાંનો કશો વીચાર કીધો નહી."[૨]

**ઇરાનીઓની પહેલ વહેલી લાંબી દરીયાઇ મુસાફરીનો રસીલો હેવાલ**—અફ્રાસીયાબની ગંગદેઝ તરફની ન્હાસભાગ પછી શાહાનશાહ કયખુસરૂએ ત્હેની પુઠ પકડી. તે નામદાર ત્હેની શોધમાં ઝેરેહના દરીયા સુધી આવી પુગયો. "મક્રાન અને ચીનથી પાદશાહે દરીયાનું કામ જાણનારા ખારવાઓને રાહમાં સાથે લીધા હતા. કીનારા ઉપર જે કાંઇ તઇયારી કરવાની હતી તે કરી લીધી અને પછી કીસ્તીઓને કીસ્તી નદીમાં ઉતારી. ત્યારે પાદશાહે હોકમ કીધો કે 'નદી પસાર કરી જવાય ત્યાં સુધી નઝદીક એક વર્ષ ચાલે એટલો ખોરાક સાથે લે.'" આ હેવાલ ઉપરથી મુસાફરીની લંબાઇનો આપણને ખ્યાલ આવે છે. લાંબી દરીયાઇ મુસાફરીનો પહેલવહેલો અનુભવ પુરાતન ઇરાનીઓને એજ વખ્તે મળ્યો હોય એવું સંભવે છે. ફીર્દોસી લખી જાય છે કે "દર્યો એવો તો તોફાની બન્યો હતો કે તેથી કોઇ પણ શખ્સનું દીલ દુ:ખી બન્યા વગર રહયું નહી. ૭ મહીના સુધી કીસ્તી પાણી ઉપર ચાલી

૧ શાહનામું વો૦ ૫ મું, પાનું ૧૧૫ મું.
૨ શાહનામું વો૦ ૫ મું, પાના ૧૭૭ થી ૧૭૮.

અને દરેક જણે ત્હેનેજ સુવાની જગા બનાવી. સાતમે મહીને કે જ્યારે વર્ષમાંથી અડધું વર્ષ પસાર થયું ત્યારે ઉત્તર તરફનો પવન આડોઅવળો ફાટવા લાગ્યો, જેણે સઘળા સઢના મથાલાં ઝડપમાં ફેરવી નાખ્યાં અને વહાણનું સુકાન ખલાસીના હાથમાં રહી શકયુ નહી અને તેઓ સીધે રસ્તેથી આડે માર્ગે એક એવી જગ્યાએ જઇ પુગ્યા કે જેને ખારવાઓ "ફમઉલ અસદ"યાને "સીંહનું મોહું"કરી ઓળખે છે. તોપણ ખોદાના હોકમથી એવો બનાવ બન્યો કે પેલો તોફાની પવન અને હવા પાદશાહના બુલંદ નશીબની સાથે તુન્દ બન્યાં નહી. એવું જોઇ પાણી વચ્ચે તમામ લશ્કર પણ અજબ રહયું અને દરેક જણે પાદશાહ તરફ આંગળી બતાવી. તેઓએ દર્યાની અંદર સીંહ અને ગાય જોઇ--જે ગાય સીંહ સાથે લડવાની શકતી ધરાવતી હતી. તેમજ માણુસો પણ જોયાં કે જેઓના બાલ કમંદ જેવા લાંબા હતા અને જેઓનું સઘળું શરીર ગોસ્પંદની માફક ઉનથી ભરેલું હતું: વળી એક ટોળો જોયો કે જેઓના ભેંસના જેવાં માથાં હતા; જેઓના બન્ને હાથો પીઠ પછાડી અને પગ આગળ હતા. એકનું તન માછલીની મીસાલનું અને માથું ચીત્તાની મીસાલનું-જયારે એકનું માથું ગોરખરની મીસાલનું અને તન મગરમચ્છની મીસાલનું હતું. એકનું ડુકકરનું માથું અને તન બકરાંની માફકનું હતું-એવી એવી અજાયબીથીજ સઘળો દર્યો ભરેલો હતો. ઈરાનીઓ એક બીજાને તે દેખાડતા હતા અને ખોદાને યાદ કરતા હતા. પછી આસમાનના પયદા કરનાર સાહેબની બક્ષેસથી હવા ધીમી પડી અને તોફાન નરમ પડી ગયું. તેઓએ સાત મહીનામાં દર્યો પસાર કીધો જે દરમીયાન ફરીથી તેઓને કશુંએ તોફાન નડયું નહી. જયારે ખુસરૂ ઝમીન ઉપર ઉતર્યો અને નેગાહ કીધી ત્યારે ત્હેણે એક બહોળું મયદાન જોયું. તેવોજ તે દુનીયાને પયદા કરનાર સાહેબની હુઝુરમાં બંદગી માટે ગયો અને ખાકવાળી ઝમીન ઉપર પોતાનું મોહું મસળ્યું. પછી દર્યામાંથી કીસ્તી અને મછવા બહાર કાઢયાં."[૧] એ મુજબ ભારે હાડમારી ખમી ઈરાનીઓ ગંગદેઝ જઈ પહોંચ્યા.

**ગંગદેઝથી સીયાવક્ષગર્દ તરફની દરીયાઈ મુસાફરીનો હેવાલ**—જયારે ગંગદેઝ ખાતે પોતાનું કામ પુરૂં થયું ત્યારે શાહાનશાહ "ખુસરૂ દર્યાની નઝદીક આવી પહોંચ્યો-ત્યારે નીચે ઉતર્યો અને વહાણના સઢ વીગેરે તપાસી જોયા. તે દર્યા કીનારા ઉપર બે હફતા સુધી થોભ્યો ... .... ... પછી ત્હેણે ફર્માવ્યું જેથી તેઓએ (ખલાસીઓએ) કામની તૈયારી કીધી અને બે મછવા પાણીમાં ઉતાર્યાં. તે મછવાઓની પછાડી એક હજાર વહાણ પાણીમાં ઉતાર્યાં. પછી પાદશાહે ચાલવા માંડયું.

૧ શાહનામુ વો૦ ૫ મું; પાનું ૧૯૦ મુ.

જે કોઈ કે વહાણનું કામ જાણનારા હતા અને ઉંડા દર્યા ઉપર જવાની હીમ્મત ધરાવતા હતા તેઓને હોકમ કીધો જેથી તેઓએ વહાણના સઢ ચઢાવ્યા અને અથાગ દર્યા ઉપર ચાલું મુકયું. જો કે તે દર્યાના પાણીની સફર એક વર્ષની મુદત જેટલી લાંબી હતી પણ પવન એવો તો સરસ રીતે ફુંકયો કે સાત મહીનામાંજ તે પાદશાહ અને લશ્કર પેલે પાર ઉતરી ગયું. તે ઉલટા તોફાની પવનથી કોઇના ડગલાની બાંહે પણ ફરી નહી. જ્યારે પાદશાહ ખુશ્કી તરફ આવી પહોંચ્યો અને વહાણમાંથી બહાર જઇ મયદાન જોયું ત્યારે ત્હેણે એકાંત જગ્યાએ આવી પાક યઝદાનની નઝદીક નેયાયેશ કરતાં મ્હોં ખાક ઉપર મસળ્યું. ત્યારબાદ પાદશાહે ખલાસી, ખારવા અને સુકાનીઓને ખોરાક અને કપડાં આપ્યા, તેમજ જે કોઇએ કૈં વાહણ હંકારવા ઉપર ઘણી મહેનત કીધી હતી તેઓને ખઝાનામાંથી દીનાર અને સરપાવ આપવા ફર્માવ્યું."[1]

**શાહજાદો ગુશ્તાસ્પ અને હીશુય હોડીવાળો**—પોતાના પેદર લોહરાસ્પ સાથે રૂસાઇ જ્યારે શાહજાદો ગુસ્તાસ્પ રૂમની સરહદ ઉપરની એક નદી આગળ આવી પહોંચ્યો ત્યારે આપણે ત્હેને વાપરવેરો ઉઘરાવનાર હીશુયને હોડીમાં બેસાડી નદીની પેલી પાર ઉતારવાની અર્જ કરતો જોઇએ છીયે. ત્હેની અર્જ અને લાલચથી હીશુયે "તુરત કીસ્તી ઉપર સઢ ચઢાવ્યા અને જેહાનના શોધનારા ગુસ્તાસ્પને પેલે પાર લઇ ગયો."[2]

**અવસ્તામાં આવેલા ઇસારા**—પવીત્ર અવસ્તામાં પણ અનેક ઠેકાણે વહાણો માટે ઇસારા કીધેલા મળી આવે છે. બેહેરામ યશ્તના ૧૪ માં કરદામાં જ્યાં **પેષો-પરેન** નામના પક્ષીના એજમતી પીછાંનું વર્ણન આવેલું છે ત્યાં એ પીછાં બાબે લખતા કહે છે કે—

> **યીમ અસ્પો અષ બરઈતી, યીમ ઉશ્ત્રો વધ્રઈરીશ બરઈતી, યોમ આફ્શ નાવય બરઈતી,** (ફકરો ૩૯ મો)

**તરજુમો**—જે (પક્ષી) ને ઘોડો રાખે છે, ભારબરદાર ઉંટ રાખે છે, (તથા) **વહાણ ચાલી શકે એટલું ઉંડું પાણી રાખે છે.**[3]

૧ શાહનામું વો૦ ૫ મું, પાનું ૧૦૪ મું.
૨ શાહનામું વો૦ ૬ ઠું, પાનું ૧૨ મું.
૩ કાંગા કરત "ખોરદેહ અવસ્તા બા માએની."



# પ્રકરણ ૨ જું.

—:o:—

## પાર્સી નઉકા સમુહની સ્થાપના.

—:o:—

**ઈરાનના દરીયાઈ બારકસોના કાફલાનો પીતા**—પુરાતન ઇરાની શાહાનશાહતમાં લડાયક દરીયાઇ વહાણોનો કાફલો ઉભો કરવાનું માન હુખામની વંશના અતી નામીચા બળવાન શાહનશાહ કબુજીય (કમ્બાઇસીસ) ને ફાળે જાય છે. આપણે પહેલા પ્રકરણમાં જોઇ ગયા છીયે કે શાહાનશાહ કબુજીયની પુર્વે કયાનીઆન જમાનાના ઈરાની રાજકર્તાઓએ સેંકડો બલ્કે હજારો વહાણો અને હોડીઓના કાફલા અનેકવાર ઉભા કીધા હતા. વળી એજ શાહાનશાહના જગતીખ્યાત પીતા મહાત્મા કુરૂશે (સાઇરસ–કાઇરસ–Cyrus) પણ પોતાની મેસાગેટી લોકો સ્હામેની ચઢાઇ વેળા એરાક્ષીસ (Araxes) નદી ઓળંગવા માટે સેંકડો બારકસોનો કાફલો ઉભો કીધો હતો.[1] પરંતુ એ વહાણોનો ઉપયોગ દરીયાઇ યુધ્ધ માટે નહીં પણ નદીઓ પસાર કરવા કે લડાઇ વેળા સામાન સરંજામ લાવ લઇ જવા માટે થતો હતો. વળી અત્યાર સુધી ઈરાનને લડાયક દરીયાઇ કાફલાની જરૂર હતી નહીં. પરંતુ જ્યારે મહાત્મા કુરૂશના મરૂત્યુ બાદ ત્હેના બહાદુર બેટા કબુજીયને મીસર સાથના ખુનખાર યુધ્ધ વેળા દરીયાઇ બળની પણ જરૂર જણાઇ ત્યારે તે બળીયા પાદશાહે એક મ્હોટો કાફલો ભેગો કીધો. એ કાફલો ભેગો કરવાને શાહાનશાહ કબુજીયને કેમ ફરજ પડી તે બરાબર સમજવાને માટે આપણે હુખામની તખ્તકની પાર્સી શાહાનશાહતની તવારીખના શરૂઆતના થોડાંક સોનેરી સફા ઉકલાવી જંઇશું.

**પુરાતન પર્સીસનો પહાડી પ્રાંત**—અસલી ઈરાનના યાદગાર પ્રદેશમાં પ્રાચીન કાળમાં અનેક ન્હાનાં ન્હાનાં રાજ્યો ઇ૦ પુ૦ સાતમી સદીની શરૂઆતમાં હયાતી ભોગવતા હતા. એ નામીચા મુલ્કની નઇરૂત્ય દીશા તરફના ખુણામાં આવેલો પ્રાંત પ્રાચીન કાળમાં પર્સીસના પનોતા નામે ઓળખાતો હતો. પશ્ચીમ તરફ એ પ્રાંત જાગ્રોસના પહાડોની ચાલુ હારથી સુસીયાનાના ન્હાનાં પ્રાંતથી છુટો પડતો હતો; ઉત્તર તરફ એ પ્રાંત મીડીયાના પહાડી મુલ્કથી અને પુર્વ ભણી એક મ્હોટાં બીયાબાનથી ઘેરાયલો હતો. એ પ્રાંત ખાતે પણ ઇ૦ પુ૦ સાતમી સદીમાં ઘણાં ન્હાનાં પાર્સી રાજ્યો હસ્તી ધરાવતા હતા.

**પુરાતન પર્સીસની પહાડી પાર્સી ટોળીઓ**—આ પ્રાંતના રહેવાસીઓ પ્રાચીન કાળમાં 'પાર્સુઆ'ને નામે જણાયલા હતા કે જે નામ ઉપરથીજ 'પાર્સી'

---

[1] જુઓ હીરોડોટસ પુસ્તક ૧ લું, પ્રકરણ ૨૦૪ થી ૨૧૪.

નામ ઉત્પન્ન થયલું છે. આ પાર્સીઓ શરૂઆતમાં અનેક વરણોમાં વહેંચાયલા હતા. ઇ૦ પુ૦ ૮૩૭ માં જ્યારે એસીર્યાના શાહાનશાહ શાલ્માનેસર (Shalmaneser) બીજાએ એ પાર્સુઆઓની ભુમી ઉપર ચઢાઇ કીધી ત્યારે તેઓ ઉપર ૨૭ રાજાઓ હકુમત ભોગવતા હતા.[1] એજ મુજબ એક બીજા એસીર્યન રાજકર્તા તીગ્લાથ પાઇલેસર (Tiglath-pileser) બીજાએ જ્યારે પર્સીસ ઉપર સ્વારી કીધી ત્યારે પણ પાર્સીઓ અનેક રાજાઓની સરદારી તળે અનેક વરણોમાં વહેંચાયલા હતા.[2] તવારીખના પીતા હીરોડોટસ (Herodotus) મુજબ ઇ૦ પુ૦ સાતમી સદીની અધવચ્ચે પર્સીસ ખાતે દશ પાર્સી ટોળાઓ હયાતી ભોગવતા હતા. આ ટોળાઓના નામો નીચે મુજબ ઇતીહાસમાં નોંધાઇ ગયાં છે:—

૧–પસારગેદી (Pasargadæ) ; ૨—મેરેફીયન ( Maraphians) ; ૩–માસ્પીયન (Maspians) ; ૪—પેન્થીયેલીયન (Panthialæans) ; ૫—ડીરૂસીયન (Derusiæans) ૬—જર્માનીયન (Germanians) ; ૭–દાહીલોકો (Daans) ૮–માર્દીયન (Mardians);૯–દરોપીકન (Dropicans) અને ૧૦–સગર્શીયન (Sagartians).[3]

**પસારગેદી ટોળીના પાર્સીઓનો ઉદય.**—આ સઘળી ટોળીઓમાં પસારગેદી ટોળીના પાર્સીઓ બીજી ટોળીઓ કરતાં ચઢીયાતા ગણાતા હતા. તેઓ વધારે સુધરેલા તેમજ વધુ વગવસીલો ધરાવનારા હતા. ઇ૦ પુ૦ સાતમી સદીની શરૂઆતમાં તે ટોળીના સરદાર હખામનીશે પાર્સી પાદશાહતનો પાયો નાંખ્યો. તે નામાંકીત નરે પહેલા તો પોતાની પાડોશી માસ્પીયન અને મેરેફીયન ટોળીઓના પાર્સી સરદારોને પોતાની બાંહેધરી હેઠળ આણ્યા અને ત્યાર પછી બીજી સઘળી વરણોને સમજાવી પટાવીને યુકતીથી તે નામદાર પોતાની સાહેબી તળે લાવ્યો. એ રીતે હીમ્મતવાન હખામનીશની રૂડી કોશીશથી સઘળી પાર્સી ટોળીઓ જોડાઇ જઇ હવેથી એક બહાદુર, લડાયક, ધાર્મીષ્ટ અને પ્રસીધ્ધ પાર્સી પ્રજા (Nation) તરીકે ઓળખાવા લાગી.

**પુરાતન પાર્સી શાહાનશાહતની ટુંક તવારીખ**—હખામનીશ પછી ત્હેના બેટા ચીસ્પાઇશે એલામ (Elam) ની શાહાનશાહતની પડતીનો લાભ લઇ તે રાજ્યનો અન્જન (અન્શાન–Anshan) નામનો પ્રાંત જીતી લીધો. મજકુર ચીસ્પાઇશે પોતાના મરણની આગમચ પોતાના રાજ્યના બે વીભાગ પાડી–એક

૧ જુઓ Sykes ની 'AHistory of Persia' વો૦ ૧ લું, પ્ર૦ ૧૦ મું.

૨ જુઓ Ragozin ની 'Assyria' પ્રકરણ ૭ મું.

૩ જુઓ હીરોડોટસ પુ૦ ૧ લું, પ્ર૦ ૧૨૫ મું.

વીભાગ તે અન્જનનુ રાજ્ય પોતાના વડા બેટાને સ્વાધીન કીધું, જ્યારે પર્સીસનુ રાજ્ય પોતાના બીજા બેટા આર્યરામનને બક્ષ્યું. આ ચીસ્પાઇશના પઉત્રનો પઉત્ર તે મહાત્મા કુરૂશ હતો.

મહાત્મા કુરૂશ—"અન્જનનો મ્હોટો પાદશાહ"[1] કુરૂશ જ્યારે તખ્તે આવ્યો ત્યારે તે માદ (મીડીયા) ના મહાન જરથોસ્તી શાહાનશાહને ખંડણી ભરી અન્જન ખાતે રાજ્ય ચલાવતો હતો. આ કુરૂશને જીતવા મંદાના રાજ્યના ભટકતા તુરાની ટોળાના પાદશાહ ઇસ્તુવેગુએ ત્હેની ઉપર ચઢાઇ કીધી. પરંતુ તે ઘાતકી પાદશાહ સ્હામે ત્હેનાજ લશ્કરે બળવો ઉઠાવ્યો અને ત્હેને કેદ પકડી કુરૂશને સ્વાધીન કીધો. આથી વગર લડાઇએ કુરૂશ મંદાના જબરા રાજ્યનો માલેક બનવા પામ્યો. મંદાનો માલેક બન્યા બાદ ત્હેણે મીડીયાના જરથોસ્તી શાહાનશાહ સ્હામે સ્વતંત્ર થવા બળવો ઉઠાવ્યો અને છેવટે તે રાજ્યકર્તાને નાશકારક માર મારી ત્હેને કેદ પકડી ત્હેની આખી જબરદસ્ત શાહાનશાહત એક તડાકે જીતી લીધી. આ યાદગાર ફત્તેહથી શાહાનશાહ કુરૂશ લીડીયા અને બેબીલોનીયાની જગવીખ્યાત શાહાનશાહતોના સંબંધમાં આવ્યો. આ શાહનશાહતો સાથે પાછળથી ત્હેને ભારે યુધ્ધોમાં રોકાવું પડ્યું-અને દશ વર્ષની ટુંક મુદતમાં તો તે યાદગાર યોધ્ધાએ તે બન્ને શાહાનશાહતો સર કરી ત્યાં પાસી ઝુંડો ફડફડતો કીધો. ત્યાર બાદ ઇ૦ પુ૦ ૫૩૯ સુધીમાં તો તે નામદાર રણધીર રાજ્યકર્તાએ એશીયા માઇનરના કોસ્ટા ઉપર આવેલા ફોશીયા, ટીયૉસ, માયુસ, પ્રાએન, ઇરીસસ, કોલોફૉન, લેબેડસ, કલેઝોમીની, ચીયોસ, ઇરીથરી અને સ્પર્નોના ગ્રીક રાજ્યો તથા ઇયોલીયન, કારીયન, કોનીયન અને ડોરીયન ગ્રીક પ્રજાઓને ફત્તેહ કીધી. બીજી ગમ સીંધુ, યુફ્રેટીસ અને શીહુન નદીઓની વચ્ચે વસનારી બેસુમાર પ્રજાઓના મુલ્કો બાખ્ત્રીશ (બલ્ખબામી), સકા (સ્કીથીયા), હીર્કનીયા (માઝન્દરાન), ઉવાર્જમ (ખોરાસ્મીયા), પર્થવ (પાર્થ્યા), શુઘ્દ (સોગ્દીયાના), હરઇવ (આર્યા), દરાન્જીયાના, હર ઉવતીશ (એરેકોશીયા), ગદાર ગંદારીયા), જીતી લીધા. એ રીતે પોતાના મરણની આગમચ મહાત્મા કુરૂશે આખા એશીયા ખંડના તે વખતે જણાયલા લગભગ સઘળા મુલ્કો ઉપર પાર્સીઓની હકુમત સ્થાપી. મહાત્મા કુરૂશની મરજી આફ્રીકા ખંડમાં આવેલાં મીસરના નામીચા રાજ્યને પણ જીતી લેવાની હતી કારણ કે મીસરના પાદશાહે ત્હેની સ્હામે લીડીયા તથા બેબીલનની શાહાનશાહતોને મદદ આપવા ઉપરાંત ઇરાન સ્હામે ઘણી સરકશી કીધી હતી. પરંતુ તે નામદાર પોતાની ધારણા પાર પાડે તે આગમચ તો ત્હેનું મરણ નીપજ્યું. તોપણ ત્હેનો પુત્ર કમ્બુજીય (કમ્બાઇસીસ) ત્હેના મરત્યુ બાદ પણ ત્હેની ઇચ્છા પાર પાડી શક્યો.

---

[1] મહાત્મા કુરૂશનો લેખ.

**ઈરાનના લડાયક દરીયાઈ બારકસોના કાફલાની સ્થાપના—ઈ૦ પુ૦** ૫૨૯ માં ઈરાનની ગાદી ઉપર આવ્યા પછી મહાન કબુજીએ **મીસર** ઉપર ચઢાઈ કરવા મહાભારત તઈયારીઓ ચલાવવા માંડી. એ વખ્તે **મીસર** ખાતે ફેરો **એમેસીસ** (Amasis) રાજ્ય ચલાવતો હતો. **એમેસીસે** પોતાની શાહાનશાહતના બચાવ અર્થે ઘણા મ્હોટા પાયા ઉપર ગોઠવણો કરી રાખી હતી. ત્હેણે **મીસરના** રહેવાસીઓ ત્થા ભાડુતી ગ્રીક લોકોનું એક મ્હોટું સઈન્ય ભેગું કીધું હતું. વળી **મીસર** અને ઈરાની શાહાનશાહત વચ્ચે આવેલો **સાઈપ્રસ** (Cyprus) નો મ્હોટો ટાપુ ત્હેણે જીતી લીધો[1] કે જેથી તે ટાપુ **પાર્સીઓના** હાથમાં જાય નહી. સામોસ (Samos) ના રાજા **પોલીક્રિટીસ** સાથે પણ અરસપરસ મદદ આપવાના ત્હેણે કોલકરારો કીધા અને પોતાના રાજ્યના બચાવ માટે બીજી અનેક તઈયારીઓ ત્હેણે કરી રાખી. મજકુર **પોલીક્રિટીસે** ૮૦ ભારે બારકસો અને બીજા ૧૬ જંગી વહાણોનો કાફલો ભેગો કીધો હતો. આ જબરા કાફલાની મદદથી કદાચ **પોલીક્રિટીસ** ઈરાની દરીયાઈ કાફલાના ગ્રીક વીભાગને **મીસર** તરફ જતા અટકાવી શકતે પરંતુ તેમ બનવા પામ્યું નહીં તે આપણ આગલ ચાલતા જોઈશું. સાઈપ્રસનો ટાપુ જીતી લેવાથી ત્યાંના **ફીની**શીયન ત્થા ગ્રીક શહેરોના દરીયાઈ કાફલાઓની મદદથી **એમેસીસ** ઈરાની કાફલાના **ફીની**શીયન વીભાગને **મીસરના** કોસ્ટા ઉપર નુકશાન કરતા અટકાવવાની આશામાં હતો પરંતુ ત્હેની તે આશા પણ પાર પડી નહી.

સાઈપ્રસની ફતેહ અને **પોલીક્રિટીસ** સાથની દોસ્તીથી **મીસરનો** દરીયાઈ કાફલો ઘણોજ મજબુત બનવા પામ્યો. એ વખ્તે ઈરાની કાફલો તો હયાતીમાં પણ હતો નહી. પરતુ શાહાનશાહ કબુજીયની ભારે કોશીશોથી ઈરાની કાફલો પહેલીવાર હસ્તીમાં આવવા પામ્યો. **મીસર** ઉપર ચઢાઈ લઈ જતી વેળાએ પીવાનું પાણી ત્થા ખાધખોરાકી લસ્કરને પુરી પાડવા ત્થા ઈજીપ્તના **પેલ્યુસીયમ, ટેનીસ, સઈસ,** બુબાસ્તીસ કે મેમ્ફીસ જેવા અગત્યના શહેરોને જમીન ત્થા દરીયાને માર્ગે ઘેરી લેવા માટે **નાઈલ** નદીના મુખો ઉપર કાબુ મેળવવા માટે દરીયાઈ કાફલાની મદદની ઘણી જરૂર હતી.[2] આથી ત્હેણે **ફીની**શીયા અને આયોન્યાના શહેરો ઉપર **સીરીયા** ત્થા **એનેતોલીયા**ના કોસ્ટા ઉપર આવેલા બારાઓમાં પોતપોતાના લડાયક બારકસો ભેગા કરવાનો હોકમ મોકલાવ્યો. ત્હેના હોકમ મુજબ સઘળાં **ફીની**શીયન ત્થા ગ્રીક બારકસો કારમલના પહાડની દક્ષીણે આક્રોના બારામાં ભેગા થયા.[3] એજ વખતે શાહાનશાહ કબુજીયના ધાકથી અને **ફીની**શીયનોની સમજાવટથી સાઈપ્રસનો ટાપુ

---

૧ હીરોડોટસ પુ૦ ૨ જું, પ્ર૦ ૧૮૨ મું.
૨ જુઓ Rawlinson ની 'Egypt' પાનું ૩૭૩ મું.
૩ એજ.

વગર લડાઇએ ઈરાનીઓને તાબે થયો[1] અને એ રીતે તે ટાપુના સઘળા ફીની-શીયન તથા ગ્રીક શહેરોના લડાયક બારકસોનો મજબુત કાફલો ઈરાની કાફલા સાથે જોડાવા પામ્યો. વળી ઈરાનના વધતા જતા જોરથી ડર ખાઇ સામોસના રાજા પોલીક્રેટીસે પણ ઓસરને તજી દીધુ અને કંબુજીઅની સર્વોપરી સત્તાનો સ્વીકાર કરી ત્હેણે પોતાના કાફલામાંથી ૪૦ બારકસોનો એક જબરો કાફલો ત્હેની મદદમાં મોકલી આપ્યો.[2] એ રીતે ઘણીજ ટુંક મુદતમાં ઈરાન એક અજીત દરીયાઇ કાફલો ઉભો કરવાને ભાગ્યશાળી નીવડયું,

**મીસર જીતવામાં પારસી કાફલાની મ્હોટી મદદ**—હવેથી સઘળી તઇયારીઓ સંપુર્ણ થવે ઇ૦ પુ૦ ૫૨૫ માં કંબુજીએ મીસર ઉપર ચઢાઇ કીધી. તે રણધીર રાજ્યકર્તાના હોકમથી હવેથી ઈરાની કાફલાએ લંગર ઉપાડી કીનારે કીનારે ઈરાની લશ્કરની મદદમાં આગળ વધવા માંડયું અને મીસર પહોંચતાજ નાઇલ નદીના સઘળા મુખોનો ત્હેણે કબજો મેળવ્યો. ઈરાની કાફલાની મદદથી ઈરાનીઓ પેલ્યુશીયમ (Pelusium) નો કીલ્લો વગર મહેનતે જીતી લેવાને શક્તીવાન થયા. પેલ્યુશીયમના ખુનખાર યુધ્ધ પછી મીસરી લશ્કરે મેમ્ફીસના રાજધાની શહેરમાં આશરો લીધો જેથી ઈરાનીઓએ તે શહેરને ઘેરો ઘાલ્યો. એ વખ્તે પણ ઇરાની કાફલાની મદદ કીંમતી થઇ પડી, કારણ કે કીલ્લાને ઘેરો ઘાલ્યા આગમચ નાઇલ નદી ઓળંગવી પડતી હતી.

**ઈરાની કાફલાના એક મઈટીલીનીયન બારકસનો કમનશીબ ફેજ**—મેમ્ફીસને ઘેરો ઘાલ્યા બાદ શાહનશાહ કંબુજીએ એક મઈટીલીનીયન બારકસને એક ઈરાની નકીબ જોડે કીલ્લામાંના લશ્કરને શરણે આવવાનુ ઇજન કરવા મેમ્ફીસ તરફ રવાના કીધુ. પરંતુ દુશ્મનોએ તાબે થવાને બદલે તે બારકસને શહેરમાં દાખલ થતું જોતાજ કીલ્લામાંથી ટોળાબંધ નીકળી આવી તે વહાણનો સદંતર નાશ કીધો અને તે ઉપરનાં ખલાસીઓ અને રાજદુતને ચીરી નાંખી તેઓ સઘળાઓને કીલ્લામાં ઘસડી લઇ ગયા.[3] શતરૂઓની આ દયાહીન નીર્દયતાનો બદલો મેમ્ફીસની ફતેહ પછી ઈરાનીઓએ પુરેપુરો લીધો.

**કાર્થેજ ઉપરની ચઢાઈનું અધુરે જવું**—મેમ્ફીસની ફત્તેહથી શાહાનશાહ કંબુજીએ મીસરની પુરાતન શાહાનશાહતનો અંત આણ્યો. મીસરના પડી ભાગવાથી

---

૧ હીરોડોટસ પુ૦ ૩ જું, પ્ર૦ ૧૯ મું, ઝેનોફોન પુ૦ ૮ પ્ર૦ ૬.
૨ હીરોડોટસ પુ૦ ૩ જું, પ્ર૦ ૪૪ મું.
૩ હીરોડોટસ પુ૦ ૩ જું, પ્ર૦ ૧૩ મું.

ત્હેની આસપાસના સ્વતંત્ર રાજ્યો-કાઇરીન (Cyrene), બાર્કા (Barca) અને લીબ્યા ઈરાનને વગર લડાઇએ તાબે થયા. એ રાજ્યોને તાબે કર્યા પછી શાહાનશાહ કબુજીયે આફ્રીકા ખંડની બાકી રહેલી ત્રણ પ્રજાઓ-કાર્થેજીનીયન, ઈથીયોપીયન તથા એમોનીયન-ને જીતી લેવાનો ઇરાદો કીધો. કાર્થેજીનીયનો ફીનીશીયનોના જાત ભાઇઓ થતા હતા અને કાર્થેજ ફીનીશીયન લોકોનુંજ એક સંસ્થાન હતું. આ કાર્થેજીનીયનો સ્હામે કદી પણ લડાઇ કરવી નહી એવું પવીત્ર વચન ફીનીશીયનોએ તેઓને આપેલું હોવાથી જ્યારે શાહાનશાહ કબુજીયે પોતાના દરીઆઇ કાફલાને કાર્થેજ સ્હામે ચઢાઇ લઇ જવા હોકમ કીધો ત્યારે તે કાફલાના ફીનીશીયન વીભાગે પોતાનાજ બચ્ચાંઓ સ્હામે ચઢાઇ લઇ જવા સાફ ના પાડી.[૧] ફીનીશીયનો પોતાની રાજીખુશીથી કબુજીયને તાબે થયા હતા તેથી અને તેઓએ આપેલું પવીત્ર વચન તુટે નહી તેટલા માટે તથા વળી ફીનીશીયનોને બાકાત રાખતા બાકી રહેલો ઈરાની કાફલો કાર્થેજીને જીતી લેવા જેટલો મજબુત નહી હોવાથી તે નામદારે કાર્થેજ ઉપરની દરીયાઇ ચઢાઇ માંડી વાળી.[૧]

૧ હીરોડોટસ પુ૦ ૩ જું, પ્ર૦ ૧૭ અને ૧૯



# પ્રકરણ ૩ જું.

—:૦:—

## આસ અને ઈટલીના સમુદર–કીનારા તથા સીંધુ નદીના મુળ અને મુખની શોધમાં રોકાયલો પાર્સી દરીયાઈ કાફલો.

—:૦:—

**મહાત્મા દાયવુશનું તખ્તનશીન થવું**—મહાન શાહાનશાહ કબુજીય જે વખ્તે **આફ્રીકા** ખંડમાં બુલંદ **પાર્સી** શાહાનશાહતનો બહોળો ફેલાવો કરવામાં રોકાયલો હતો તે વખ્તે ઈરાન ખાતેની ત્હેની લાંબી ગેરહાજરીનો લાભ લઇ "ગઉમત (ગોમાતીસ) નામના એક મગુસે (**મીડીયાનો** ધર્મગુરૂ) આરાકાદરીસ નામે પર્વત તરફના **પીસ્યાચાદા** નામે મુલ્ક તરફથી બળવો ઉઠાવ્યો... ........કબુજીયને છોડી ઈરાન, માદ (**મીડીયા**) અને બીજા પ્રાંતો ત્હેને મળી ગયા. ત્હેણે શાહાનશાહતની લગામ લીધી."[૧] આથી "કબુજીય (રાજ્ય ખોહવાનો ગમ) ખમી નહી શકાયાથી મરણ પામ્યો."[૧] (ઈ૦ પુ૦ ૫૨૨.)

કબુજીયના મ્હોત પછી ગઉમતે સાત મહીના સુધી ઈરાનનું તખ્ત ભોગવ્યું. પરંતુ ત્યાર પછી નામીચા હખામની શાહજાદા દાર્યવુશ **હીસ્તાસ્પીસે**–હુતન, અસ્પચન, ગઓબરૂવ, વીદફન, બગબક્ષ અને વીદર્ન નામના પ્રસીધ્ધ **પાર્સી** અમીરોની મદદથી યુક્તીથી "**સીકથઉવતીશ** (સીકતાચોતીસ) નામે કીલ્લો, જે **મીડીયાના નીસીયા** નામે જીલ્લામાં આવેલો છે, ત્યાં ત્હેને કાપી નાંખ્યો."[૧] ત્હેના નાશ પછી દાર્યવુશ ઈરાનના તખ્ત ઉપર આવી બેઠો (ઈ૦ પુ૦ ૫૨૧.)

**બેબીલન સાથે એક ન્હાની દરીયાઈ ઝપાઝપી**—દાર્યવુશના ગાદીનશીન થયા બાદ આખી ઈરાની શાહાનશાહતમાં ત્હેની સ્હામે બળવા જાગ્યા. ઉવજ (સુસીયાના–એલામ), બાબીરઉશ (બેબીલન), પર્સીસ, માદ (મીડીયા), અથુરા (એસીર્યા), અરમ (આર્મીનીયા), વેહેરકાન (હીર્કેન્યા–માઝન્દરાન), પર્થવ (પાર્થ્યા), સીગર્સ્યા, માર્જયાના અને સકાના રહેવાસીઓ ઈરાન સ્હામે સ્વતંત્ર થવા બળવો ઉઠાવી નીકળ્યા. બેબીલનનો બળવો ઘણો ગંભીર હતો, જેથી શાહાનશાહ દાર્યવુશે પોતેજ બેબીલન ઉપર ચઢાઇ કીધી. ત્યાંનો બળવાખોર રાજા અઈનંર (અનીરીસ)નો પુત્ર નદીત્બીર (નીદીન્તાબીલસ) ટાઇગ્રીસ નદીના કાંઠા ઉપર એક મ્હોટું સઇન્ય લઇને તે નામદારની રાહ જોતો ઉભો હતો. વળી ત્હેની પાસે લડવા માટે હોડીઓ પણ તઈયાર હતી. શાહાનશાહ દાર્યવુશને બેબીલન ઉપર ઘેરો નાંખ્યા આગમચ ટાઇ-

---

૧ મહાત્મા દારયવુશનો બીસેતુન પરવત ઉપરનો લેખ.

ગ્રીસ નદી ઓળંગવાની હોવાથી ત્હેણે પોતાના લશ્કરના થોડાંક માણસોને ટાપુઃમાં બેસાડી શત્રુઓ સ્હામે લડવા મોકલ્યા. આથી તેઓ અને બેબીલોનીયન બળવાખોરો વચ્ચે એક ન્હાની જેવી દરીયાઇ ઝપાઝપી થઇ જેમાં પાર્સીઓ ફતેહ પામ્યા (ઇ૦ પુ૦ ૫૨૧).

**સામોસના ટાપુની ફતેહ**—તખ્ત ઉપર પાછા ઠરીઠામ થયા પછી શાહાનશાહ દાર્યવુશે પોતાના ચુનંદા સપેહસાલાર અને હમશરીક હુતન (ઓતાનીસ–**Otanes**) ને સામોસના તખ્ત ઉપર પોલીક્રેટીસના ભાઇ સાઇલોસન (**Syloson**) ને પાછો બેસાડવા સામોસ ઉપર ચઢાઇ લઇ જવા ફર્માવ્યું. આથી ભુમધ્ય સમુદરનો ઇરાનનો દરીયાઇ કાફલો ઇરાની સઇન્યને એશીયા માઇનરના કોસ્ટા ઉપરથી સામોસના ટાપુ ખાતે લઈ જવામાં અને તે ટાપુ જીતવા માટે જમીન ઉપરના ઇરાની લશ્કરને મદદ આપવામાં રોકાઇ ગયો. એ કાફલાની મદદથી હુતને સામોસ તાબે કીધું અને સાઇલોસન ત્યાંના તખ્ત ઉપર પાછો ઠરીઠામ થયો[1] (ઇ૦ પુ૦ ૫૧૬.)

**ગ્રીસ ત્થા ઇટલીના સમુદર કીનારાની શોધમાં ગયલો ઇરાની કાફલો**—હીરોડોટસ મુજબ સામોસની મજકુર ફતેહની આગમચ શાહાનશાહ દાર્યવુશે ગ્રીસના કોસ્ટાની શોધમાં એક ઇરાની કાફલો રવાના કીધો હતો. આ કાફલો તે તરફ રવાના કરવા માટે તે રાજ્યકર્તાને શું કારણ મળ્યું તે બાબે હીરોડોટસ લંબાણથી વીવેચન કરે છે.[2] કહે છે કે એક દીવસે ઘોડા ઉપરથી કુદ પડતા શીકારગાહમાં શાહાનશાહ દાર્યવુશનો પગ લચકાઇ ગયો અને ત્હેના પગની ઘુંટીનું હાડકું ત્હેના ગોખલા (**Socket**) માંથી નીકળી જવાથી ત્હેને અતીશ્ય વેદના થઇ. ત્હેની દરબારના આખી દુનીયામાં સર્વેથી કાબેલ ગણાતા મીસરી હકીમો ત્હેનું દરદ દફે કરી શકયા નહી. સાત દહાડા સુધી ભારે દુખારાને લીધે ત્હેને ઉંઘ પણ આવી નહી. આઠમે દીવસે ત્હેને કોઇએ ડીમોકીડીસ નામના એક ગ્રીક ગુલામની હુસ્યારી માટે ખબર આપવાથી ત્હેણે ત્હેને તરત લીડીયા ખાતેથી બોલાવી મંગાવ્યો. ત્હેની માવજતથી ત્હેને ઘણી ટુંક મુદતમાં આરામ થયો. આથી ત્હેની સેવા માટે શાહાનશાહ દાર્યવુશ ત્થા ત્હેની રાણીઓએ ત્હેને પુષ્કળ ભેટશોગાદ ત્થા ખજાનો બક્ષેસ આપ્યો. પરતુ શાહાનશાહની ગમે તેટલી મેહેરબાની છતાં ત્હેને ઇરાની દરબારમાં રહેવા ગમ્યું નહી અને ત્હેણે પોતાના વતન ક્રોટોના (**Crotona**)

---

૧ હીરોડોટસ પુ૦ ૩ જું, પ્ર૦ ૧૩૯ થી ૧૪૯; Pausanias તથા મુલરનો છપાવેલો હીરાકલી પોન્તી 'નો જુજ ૧૦ મો.

૨ જુઓ હીરોડોટસ પુ૦ ૩ જું, પ્ર૦ ૧૨૯ થી ૧૩૫.

આખો ફરવાનો ઇરાદો કીધો અને શાહાનશાહબાનુ એતોસા (Atossa)ની યુકતીથી તે પોતાની ધારણા હાર પાડી શકયો. ત્હેણે એતોસાને છાતી ઉપર થયલુ એક ધડ સારૂ કીધેલું હોવાથી ત્હેણીએ ત્હેને પોતાના વતન તરફ જવાનું સવળ કરી આપવા વચન આપ્યું હતું અને એ વચન પાળવા માટે ત્હેણીએ ડીમોકીડીસની શીખવણી મુજબ એક દીવસે પોતાના ભરથારને આળસું બેસી નહી રહેતા નવી નવી ફતેહો મેળવી ઇરાની શાહાનશાહતનો વીસ્તાર વધારવા આગ્રહ કીધો. આથી દાર્યવુશે સ્કીથીયા ઉપર ચઢાઈ લઇ જવાની પોતાની ધારણા ત્હેણીને જણાવી. પરંતુ ત્હેણીએ તે ચઢાઇ મુલતવી રાખવા માટે અર્જ કરતા, પહેલા ગ્રીસ ઉપર સ્વારી કરી ત્યાંથી થોડીક લેસીડીમોનીયન, આર્ગીવ, એથીનીયન અને કોરીન્થીયન દાસીઓ પોતાને માટે લઈ આવવા ત્હેને વીનંતી કીધી અને પોતાના ભોમીયા તરીકે ડીમોકીડીસને પોતાની જોડે લઇ જવા ત્હેણીએ જણાવ્યું. શાહાનશાહ દાર્યવુશે ત્હેણીની અરજ કબુલ રાખી પરંતુ ગ્રીસ ઉપર ચઢાઈ લઇ જવા આગમચ ત્યાંની ભુગોળ અને બીજી વીગતોથી વાકેફ થવા તે નામદારે પહેલા એક કાફલો તે તરફ રવાના કરવાનો ઠરાવ કીધો.

પોતાનો ઠરાવ અમલમાં મેળવા શાહાનશાહ દાર્યવુશે ઇરાનના નામીચા ઉમરાવોમાંથી ૧૫ પ્રસીધ્ધ પાર્સી અમીરોને ચુંટી કાઢી તેઓને ડીમોકીડીસ જોડે ગ્રીસના કીનારાની શોધખોળ ચલાવવા તે તરફ ઉપડી જવા ફર્માવ્યું.[૧] ત્હેના ફર્માન મુજબ ઉપલા ઉમરાવો ડીમોકીડીસને સાથે લઇ ફીનીશીયા (Phœnicia) તરફ ઉપડી ગયા અને સાઇડન (Sidon) ખાતે ત્રણ ડોળવાળા બે બારકસો અને એક વેપારી વહાણ તઈયાર કરી દરેક જાતની કીમતી વેપારની ચીજોથી તેઓને લાદી તેઓ ગ્રીસ તરફ નીકળી ગયા. ગ્રીસનો કીનારો નજરે પડતા તેઓ હવે કીનારે કીનારે આગળ વધી ત્હેની તપાસ કરવામાં રોકાઇ ગયા. તેઓ જે જે જોતાં ગયા ત્હેની નોંધ લેતા ગયા, અને એ રીતે ગ્રીસના મ્હોટા ભાગની અને તે દેશના સર્વથી પ્રખ્યાત પ્રદેશોની શોધ કરવાને તેઓ શકતીવાન નીવડયા. તેઓ આખરે ઇટલીના ટારેન્ટમ શહેર સુધી પહોંચી ગયા[૨]

ટારેન્ટમ ખાતે ઇરાનીઓ ઉપર એક આફત આવી પડી. ડીમોકીડીસની ઉશ્કેરણીથી ટારેન્ટમના રાજા એરીસ્તોફીલીડીઝે (Aristophilides) ઇરાની કાફલાના બારકસોના સુકાનો કાઢી લીધા અને જ્યાંસુધી ડીમોકીડીસ પોતાને વતન ક્રોટોના તરફ ન્હાસી ગયો નહી ત્યાં સુધી ત્હેણે ઇરાનીઓને જાસુસો તરીકે રોકી રાખ્યા.

---

૧ હીરોડોટસ ૩, ૧૩૫ ૨ તેજ ૩, ૧૩૬.

પરંતુ જ્યારે તે ઈરાનીઓથી ઘણો દુર નીકળી ગયો ત્યારે હેણે તેઓને કેદખાનેથી છુટા કીધા અને તેમના બારકસોના સુકાનો પાછા તેમને સ્વાધીન કીધા.[1]

ઈરાનીઓ હવે ટારેન્ટમ છોડી ગયાં અને ડીમોકીડીસની પુઠ પકડવા ક્રોટોના તરફ તેઓએ હંકાર્યું. તેઓએ હેને ત્યાંની બજારમાં શોધી કાઢયો અને તરતજ હેની ધરપકડ ચલાવી. કેટલાંક ક્રોટોનના રહેવાસીઓ તો હેને ઈરાનીઓની બ્હીકથી તેઓને સોંપી દેવાને તઇયાર હતા. પરતુ બીજાઓ તેઓની સ્હામે થયા અને પોતાની ફરવને જતી વખ્તે રાખવામાં આવતી સોટીઓથી તેઓને માર મારવાનું પણ બાકી રાખ્યુ નહીં. ઈરાનીઓની ગમે તેવી ધમકી છતાં તેઓએ ડીમોકીડીસને તેઓને સ્વાધીન કીધો નહી. તેઓએ વળી ઈરાની કાફલાનું પેલુ વેપારી વહાણ પણ લુટી લીધું. એ રીતે પોતાનો ભોમીયો ખોહી ખુવાર થવાથી ઈરાનીઓએ ગ્રીસના બાકી રહેલા ભાગની શોધખોળ ચલાવવાનું માંડી વાળ્યું અને તેઓએ એશીયા તરફ પાછું ફરવા લંગડ ઉપાડયું.[2]

પરંતુ ઈરાનીઓની આફતનો હજી અંત આવ્યો હતો નહી ઈયાપીજીયા (**Iapygia**–હાલનું કેપો–ડી–લીયુકા **Capo-di-Leuca**) ના કીનારા આગળ ખડક સાથે અથડી ઈરાની બારકસો નાશ પામ્યા અને એ ભુશલાકાના રહેવાસીઓએ ઈરાનીઓને કેદ પકડી ગુલામ બનાવ્યા. તેઓની તે કંગાલ હાલતમાંથી **ગીલસ** (**Gillus**) નામના એક દેશનીકાલ થયલા ટારેન્ટાઇને તેઓના છુટકારાને માટે અવેજ ભરી તેઓને છોડવી તેઓને તે પોતાની સાથે ઈરાન લઈ ગયો.[2]

હીરોડોટસના હેવાલમાં ગમે તેવી સહરાગત હોય તો પણ તે ઉપરથી પુરાતન પાર્સીઓની નવી નવી શોધખોળ ચલાવવાની ઉલટ અને ભુગોળ વીગેરે વીદયાઓનુ જ્ઞાન મેળવવાની ઉત્કંઠા સ્પષ્ટ જણાઈ આવે છે.

**સીંધુ નદીના મુળ અને મુખની શોધ**—ગ્રીસ ત્થા ઇટલીના સમુદર કીનારાની શોધખોળ પછી એવીજ શોધખોળો મહાત્મા દાયરુશે હીંદુસ્તાન દેશની સીંધુ નદીના મુળ ત્થા મુખ શોધી કાઢવા ચલાવી. હેની મરજી હીંદુસ્તાન ઉપર દરીયાને માર્ગે ચઢાઈ કરી હેને પોતાના રાજ્ય સાથે જોડી દેવાની હોવાથી હેણે પ્રથમ તે નદીનો માર્ગ તપાસવા અને હેનું મુખ શોધી કાઢવા પોતાના કેટલાંક વીશ્વાસુ ઇમાનદાર માણસોને તે તરફ રવાના કીધા. ઉપલા માણસોમાંનો એક તે કારીયાના કીનારા ઉપર આવેલા કારીયનદા (**Caryanda**) શહેરનો નામીચો નાવીક સ્કાઇલેક્ષ (**Scylax**) હતો. મજકુર નાવીકોએ પેકતીઇકા (**Pactyica**) ના

---

૧ હીરોડોટસ ૩, ૧૩૬.

૨ હીરોડોટસ ૩, ૧૩૭. ૩ હીરોડોટસ ૩, ૧૩૮.

પ્રદેશમાં આવેલા કેસ્પાટીરસ (Caspatyrus) શહેર ખાતે એક દરીયાઇ કાફલો ઉભો કરી તેઓ ત્યાંથી ઉપડ્યા અને ત્રીસ મહીના સુધી સફર કરી, હીંદી મહાસાગરમાંથી થઈ, અરબસ્તાનનો કાંસ્ટો વટાવી, બાએલમાન્દપની સામુદરધુનીમાંથી પસાર થઈને રાતા સમુદરને માર્ગે સુએઝના અખાતમ શાહાનશાહ દાર્યવુશને આવી મળ્યાં. તેઓથી સીંધુ નદીને લગતી સઘળી હકીકત સાંભળી લઈ તે નામદારે હીંદુસ્તાન ઉપર ચઢાઈ કરી પંજાબ અને સીંધના પ્રાંતો જીતી લીધા [1] (ઇ૦ પુ૦ ૫૧૦ ને સુમારે.)

ઉપલી સફરનો હેવાલ સ્કાઇલેક્ષે લખ્યો હતો પરંતુ કમનશીબે તે હેવાલ હાલમાં સદંતર નાશ પામ્યો છે.

**સુએઝની નેહેર**—ઉપલો કાફલો જ્યારે શાહાનશાહ દાર્યવુશને સુએઝના અખાતમાં જઇ મળ્યો ત્યારે તે રાજકર્તા વેપારના વધારા અર્થે નાઈલ નદીને રાતા સમુદર સાથે જોડી દેવા—અને તેથી આડકત્રી રીતે ભુમધ્ય સમુદરને હીંદી મહાસાગર સાથે જોડી નાંખવા—એક ગંજાવર નેહેર ખોદવામાં રોકાયલો હતો. એજ સફર દરમીયાન ઇરાની કાફલાએ માર્ગમાં એડનનું બંદર જીતી લીધું હોય એવું સંભવે છે.

---

૧ હીરોડોટસ ૪, ૪૪. જુઓ Ragozin ની 'Media' પાનું ૩૯૦ મું.



# પ્રકરણ ૪ થું.

—:o:—

## યુરોપીઅન રસીયા અને બાર્કા ઉપર મહાભારત ચઢાઈઓ.

**યુરોપીઅન રસીયા ઉપરની ચઢાઈનું કારણ**—આપણે ત્રીજા પ્રકરણમાં જોઇ ગયા છીયે કે ઇ૦ પુ૦ ૫૨૧ માં તખ્તનશીન થયા બાદ મહાત્મા દાર્યવુશે પોતાની બહોળી શાહાનશાહતમાં જાગેલા તમામ બળવા બેસાડી દઇ **સામોસનો** ટાપુ ત્થા 'હીંદુશ' (હીંદુસ્તાન) ના કેટલાંક પ્રાંતો જીતી લીધા હતા. હીંદુશની ફતેહથી ઇરાનનો કાણુ છેક **ટીબેટના** જંગલો સુધી વધી પડ્યો. બીજી તરફ જે મહાભારત સાહાસ મહાત્મા[1] દાર્યવુશે માથે ઉઠાવ્યો તે "**દરીયાની પેલી પારના સક (સ્કીથીયન) લોકો**" ની ફતેહને લગતો હતો. આ **સક** લોકો હાલના યુરોપીઅન રસીયાના દક્ષીણ ભાગમાં વસ્તાં હતા અને કોકેસસ પર્વતોને માર્ગે અવારનવાર ઇરાન ઉપર દરોડો પાડતા હતા. તેઓના આ દરોડા ઘણા સાધારણ હતા અને તેથી ઇરાનની રઇયતોને ભારે ખમવું પડતું. આથી દાર્યવુશે પ્રથમ તો કોકેસસ પર્વતો તરફ અને કાળા સમુદ્રના કાસ્ટાઓ ઉપર વસતા **સક** જંગલીઓનો કચડઘાણ કાઢી નાંખ્યો અને પોતાની શાહાનશાહતની વધુ મજબુતી માટે ત્યાર બાદ ખુદ તેમના મુલ્ક ઉપર ચઢાઈ લઇ જઇ તેમને પુરેપુરા જેર કરવાનો તેહેણે વીચાર કીધો.

**દાર્યવુશની મહાભારત તઇયારી**—હવે શાહાનશાહ દાર્યવુશે પોતાની શાહાનશાહતની સઘળી પ્રજાઓ ઉપર લશ્કર પુરૂં પાડવા, વહાણોનો કાફલો ઉભો કરવા અને **થરેસીયન બોસ્ફરસ** (Thracian Bosphorus) ઉપર પુલ નાંખવાનો હોકમ બહાર પાડ્યો.[2] સઘળી તઇયારી પુરી થવે તે નામદાર **સુસા** પાયતખ્ત છોડી ચાલ્સીડન (Chalcedon) ના બોસ્ફરસ ઉપર આવેલા શહેર ખાતે આવી પહોંચ્યો.

**કાળા સમુદ્રની માપણી**—ચાલ્સીડન ખાતે આવ્યા પછી—જેવી શોધખોળ તેહેણે ગ્રીસ ત્થા ઇટલીના સમુદર કીનારાની અને સીંધુ નદીના પ્રવાહ ત્થા મુખની ચલાવી હતી તેવીજ શોધખોળ તેહેણે કાળા સમુદર, બોસ્ફરસ અને હેલેસ્પોંટ માટે પણ ચલાવી. ચાલ્સીડનથી એક બારકસ ઉપર સ્વાર થઈ તેહેણે સીયાનીયન (Cyanean) ટાપુઓ તરફ હંકાર્યું, અને ત્યાંના એક મદીરમાં પોતાની બેઠક લઈ તેહેણે કાળા સમુદરની માપણી પોતાની જાતી દેખરેખ તળે કરાવી.

---

૧ દારયવુશનો ખીલારોકી લેખ. ૨ હીરોડોટસ ૪, ૮૩

હીરોડોટસ મુજબ તે સમુદરની લંબાઇ ૧૧૧૦૦ ફરલોંગ અને પહોળાઈ ૩૩૦૦ ફરલોંગ હતી. એજ મુજબ ત્હેણે બોસ્ફરસની સામુદરધુની અને પ્રોપોન્તીસ (Propontis) તથા હેલેસ્પોંટની ખાડીઓની પણ માપણી કરાવી.[૧] આ માપણી પુરી થવે તે પાછો બોસ્ફરસની ખાડી ઉપર બાંધેલા પુલ તરફ આવ્યો અને તે પુલ વટાવી તે થરેસમાં દાખલ થયો (ઇ૦ પુ૦ ૫૦૭).

**નામીચા આર્યારામ્નીસની કાળા સમુદરમાં સમુદર યાત્રા**—તવારીખ નવેશ ટીસ્યસ (Ctesias) લખે છે કે સ્કીથીયા (યુરોપીઅન દક્ષીણ રસીયા) દેશની હકીકત જાણવા માટે ત્યાંથી થોડાક કેદીઓ પકડી લાવવા સારૂ કાળા સમુદરની સમુદર યાત્રાએ જવા માટે શાહાનશાહ દાર્યવુશે કાતપટુક (કેપેડોશીયા–Cappadocia) ના હાકેમ આર્યારામ્નીસ ઉપર હોકમ મોકલાવ્યો. આથી તે હાકેમ પાંચ હેળીવાળા ત્રીસ વહાણોનો એક કાફલો ભેગો કરી સ્કીથીયા તરફ રવાના થયો અને ત્યાંથી કેટલાક કેદીઓ પકડી લાવ્યો.[૨]

**બોસ્ફરસ ખાતે ભેગો મળેલો ગંજાવર પાર્સી દરીયાઈ કાફલો**— શાહાનશાહ દાર્યવુશના હોકમથી જે કાફલો બોસ્ફરસ ખાતે ભેગો મળ્યો હતો ત્હેના બારકસોની સંખ્યા હીરોડોટસ મુજબ છસોની હતી.[૩] આ ગંજાવર કાફલો ઇરાનની તાબેદાર આયોનીયન, ઇયોલીયન (Æolian) અને હેલેસ્પોન્ટીયન ગ્રીક પ્રજાઓના શહેરો અને ટાપુઓએ ભેગો કીધો હતો. એજ વખ્તે ઇરાની કાફલાનો ફીનીશીયન વીભાગ આફ્રીકાના કોસ્ટા ઉપર ચઢાઈ લઇ જવામાં રોકાયલો હોવાથી સ્કીથીયા ઉપરની ચઢાઇ માટે શાહાનશાહ દાર્યવુશને પોતાના કાફલાના ગ્રીક વીભાગ ઉપરજ આધાર રાખવો પડયો હતો. આ ગંજાવર કાફલાના જુદાં જુદાં ગ્રીક શહેરો અને ટાપુઓના લડાયક બારકસોની સરદારી તે શહેરો અને ટાપુઓના પોતાનાજ રાજાઓના હાથમાં હતી. એ કાફલામાં–માઇલીટસ (Miletus) નો હાકેમ હીસ્તીયસ (Histiæus), એબીડસ (Abydos) નો રાજા દાફનીસ (Daphnis), લામ્પસેકસ (Lampsacus) નો રાજા હીપોકલસ (Hippoclus), પેરીયમ (Perium) નો હાકેમ હીરોફેન્તસ (Herophantus), પ્રોકોનીસસ (Proconnesus) નો રાજા મેત્રોદોરસ (Metrodorus), કાઇઝીકસ (Cyzicus) નો વડો એરીસ્તા ગોરાસ (Aristagoras), બાઇઝેન્શીયમનો રાજા એરીસ્તોન (Ariston), કીયોસ (Chios) નો સ્રાતીસ (Strattis), સામોસનો રાજા ઇયાસીસ (Æaces–એઇયાસીસ), ફોકીયા (Phocæa) નો હાકેમ લેઓદેમસ (Laodamas), કાઇમી (Cyme) નો રાજા એરીસ્તા

---

૧ હીરોડોટસ ૪, ૮૫ ૨ જુઓ ટીશયસનો 'પેરસ' ૩ હીરોડોટસ ૪, ૮૭.

ગોરાસ, માઇટીલીનીયનોનો રાજા કોઇસિ (Coes), અને કર્સોનીસાઇટ લોકો (Chersonesites) નો રાજા મીલ્ટાયડીસ (Miltiades) પોતપોતાના લશ્કરીઓ સાથે હાજર હતા.[1]

**દાનીયુબ નદી તરફ સફર**—હવેથી શાહાનશાહ દાર્યવુશના હોકમથી ઈરાની કાફલાએ બોસ્ફરસ છોડ્યું અને કાળા સમુદરમાં દાખલ થઈ સીયાનીયન ટાપુઓ વચ્ચે થઇને દાનીયુબ (Ister-ઈસ્ટર) નદીના મુખ તરફ હંકાર્યું. એ મુખ પસાર કરી બે દીવસ સુધી નદી ઉપર આગળ વધી જ્યાં એ નદીની સઘળી શાખાઓ સાથે મળે છે ત્યાં દાર્યવુશના લશ્કરને નદી ઓળંગી જવા માટે પોતાની સાથે આણેલો વહાણોનો પુલ પાણીમાં ઉતારી તેઓ પોતાના પાદશાહની રાહ જોતા બેઠા.[2]

**રસીયા ઉપરની ચઢાઈનું ફત્તેહમંદ પરીણામ**—બોસ્ફરસનો પુલ પસાર કરી દાનીયુબ તરફ આવતા માર્ગમાં મળતી સઘળી જંગલી યુરોપીઅન પ્રજાઓને ફત્તેહ કરી શાહાનશાહ દાર્યવુશ હવે તે નદી તરફ આવી પહોંચ્યો. તે નદી ઉપર બાંધેલાં પુલ મારફતે જ્યારે ત્હેનું ગંજાવર સઇન્ય નદી ઓળંગી ગયું ત્યારે ત્હેણે તે પુલ ભાગી નાંખવા પોતાના ગ્રીક નઉકા સેનાધીપતીઓને હોકમ કીધો. પરંતુ માઇટીલીનીયન લોકોના રાજા કોઇસની સલ્લાહ માન્ય રાખી ત્હેણે તે વીચાર માંડી વાળ્યો[3] અને ૬૦ દીવસ સુધી તે પુલને સલામત રાખી ત્યાર પછી ત્હેનો નાશ કરવાનો નવો હોકમ બહાર પાડયો.[4]

ઉપર મુજબ ફર્માન બહાર પાડી તે નામદાર રસીયાના ભીતરમાં દાખલ થયો અને ૬૦ દીવસ પસાર થઈ ગયા તોપણ તે પાછો ફર્યો નહી. હવે એતેફાક એવો બન્યો કે એ મુદત પસાર થવા પછી ન્હાસભાગ કરતા કેટલાંક સ્કીથીયનો ઉપલા પુલ આગળ આવી પહોંચ્યા અને ઈરાનીઓને પોતાના મુલકમાં ઘેરી લઇ તેમનો સદંતર નાશ કરવાના ઇરાદાથી તેઓએ પુલના રખેવાળ ગ્રીકોને પુલ તોડી નાંખવા ભારે વીનંતી કરવા માંડી.[5] તેઓની સલાહ મુજબ ચાલવાને કર્સોનીસાઇટ લોકોના નીમકહરામ બેવફા હાકેમ મીલ્ટાયડીસે પોતાના સાથીઓને ભલામણ કીધી. પરંતુ વફાદાર હીસ્તીયસની કોશીશોથી ત્હેનું ફાવ્યું નહી.[6] તોપણ સ્કીથીયનોને રાજી રાખવા તેઓની સરહદ તરફ આવેલો પુલનો કેટલોક ભાગ ગ્રીકોએ તોડી નાંખ્યો. આથી તેઓ ખુશી થઇ દાર્ય-

---

૧ હીરોડોટસ ૪, ૧૩૮. ૨ હીરોડોટસ ૪, ૮૯. ૩ હીરોડોટસ ૪, ૯૭. ૪ તેજ ૪, ૯૮ ૫ હીરોડોટસ ૪, ૧૩૬.

૬ હીરોડોટસ ૪, ૧૩૭.

પુશની પુઠ પકડવા દોડયા. પણ તે નામદાર તો રસીયામાં મહાભારત ફત્તેહો મેળવી એટલા વખ્તમાં પુલ આગળ બીજેજ રસ્તે આવી પહોંચ્યો.[1] ત્હેના આવ્યા બાદ હીસ્તીયસ ત્હેના સઇન્યને નદી ઓળંગવા માટે આખો કાફલો નદીના સ્કીથીયા બાજુના કીનારે લઇ ગયો અને તે તરફનો તોડી નાંખેલો પુલનો ભાગ પાછો ગોઠવી દીધો. આથી ઇરાનીઓ પુલ વટાવી એશીયા તરફ પાછા ફર્યાં અને રસીયા ઉપરની મહાભારત ચઢાઇનું છેવટ આવ્યું, શાહાનશાહ દાર્યવુશે કોઇસ અને હીસ્તીયસને તેમની વફાદારી ત્થા સેવા માટે ભારે નવાજ્યા.[2]

આ ચઢાઇને લગતી નોંધો ત્રોગાસ પોમ્પીયુસ, જસ્ટીન, ટીસ્યસ, એથેનો અને પોલીબીઅસ જેવાં પુરાતન ગ્રંથકારો પોતાના પુસ્તકોમાં લઇ ગયા છે.

બાર્કા ઉપર ચઢાઇ—જે વખ્તે ઇરાની કાફલાનો એક વીભાગ રસીયા ઉપર ચઢાઇ કરવામાં રોકાયલો હતો તે વખ્તે તે કાફલાનો ફીનીસીયન ત્થા મીસરી વીભાગ બાર્કા ફત્તેહ કરવામાં રોકાયલો હતો. શાહાનશાહ કબુજીયની આફ્રીકા ખંડ ઉપરની સ્વારી વેળા બાર્કાં ખાતે આર્સેસીલોસ (Arcesilaus) નામનો રાજા રાજ્ય કરતો હતો. આ રાજાએ ઇરાનીઓની તાબેદારી કરવા ઉપરાંત તેઓને મ્હોટી મદદ આપેલી હોવાથી જ્યારે ત્હેનું બાર્કાં ખાતે ખુન થયું ત્યારે ત્હેની માતા ફેરીટીમાએ (Pheretima) ઇરાનીઓ પાસેથી મદદ મેળવી બાર્કાના રહેવાસીઓ ઉપર પોતાના બેટાના ખુનનું વેર લેવા માટે મીસરના પાર્સી સત્રપ આર્યાન્દીસ (Aryandes) ની દરબારમાં આવી ત્હેની મદદ માંગી.[3] આથી ત્હેણીને મદદ કરવા તે હાકેમે એક લસ્કર ભેગું કરી ત્હેની સરદારી એમેસીસ નામના એક મેરેફીઅન પાર્સી સરદારને સોંપી અને એક દરીયાઇ કાફલો ભેગો કરી ત્હેની સરદારી બાદ્રીસ (Badres) નામના પાર્સી નઉકા સેનાધીપતીને સ્વાધીન કીધી. આ ચઢાઇમાં ઇરાનીઓને સંપુર્ણ ફતેહ મળી અને બાર્કાં અને સાઇરીનના એક રાજ્યો પાર્સી શાહાનશાહત સાથે જોડાવા પામ્યા. એજ દરીયાઇ ચઢાઇની બરકતથી કાર્થેજની બળવંત શાહાનશાહત પણ ઇરાનને ખંડણી ભરવા કબુલ થઇ.

---

૧ હીરોડોટસ ૪, ૧૩૯–૧૪૦. ૨ હીરોડોટસ ૫, ૧૧.
૩ હીરોડોટસ ૪, ૧૬૫–૧૬૭.



## પ્રકરણ ૫ મું.

—:o:—

### ભુમધ્ય સમુદ્રના ટાપુઓની ફત્તેહ.

—:o:—

**નઉકા સેનાધીપતો હુતન**—રસીયા ઉપરની ચઢાઇ પુરી થયા પછી શ'હાનશાહ દાર્યવુશે યુરોપની બીજી સરકશ પ્રજાઓને જીતી લેવા સપેહસાલાર **બગબક્ષ** (મગબાજસ--**Megabazus**) ને યુરોપ ખાતેના પાર્સી સઇન્યની સરદારી સોંપી[1] બહાદુર **બગબક્ષે થરેસની** ૧૮ પ્રજાઓ, **પીયોનીયા** (**Pæonia**), **મેસીડન** (**Macedonia**) અને **પેરીન્થસ** (**Perinthus**) જીતી લીધા.[2] ત્હેની પછી ત્હેની જગા ઉપર શાહાનશાહ દાર્યવુશે નામીચા પાર્સી સપેહસાલાર હુતન (ઓતાનીસ–**Otanes**) ની નીમણુંક કીધી.[3]

**ઈરાની કાફલાની ફત્તેહમંદ હીલચાલ**—ઈરાની કાફલાની સરદારી પોતાને સ્વાધીન લઇ હુતને **બાઇઝેન્ટીયમ** અને **ચાલ્સીડનના**[4] નામીચા શહેરો જીતી લીધા. ત્યાર પછી ત્હેણે **એદ્રામીશીયમની** પશ્ચીમે **એદ્રામીટીના** અખાતના કોસ્ટા ઉપર આવેલું **એન્ટાન્દરસ** (**Antandrus**–હાલનું એન્ટાન્દરો) શહેર ફત્તેહ કીધું. **લેમ્પોનીયમ** (**Lamponium**) સર કરતા પણ ત્હેને વખ્ત લાગ્યો નહી.[5]

ઉપલી ફત્તેહો પછી હુતને **લેસ્બીયન** (**Lesbians**) લોકોનો કાફલો ઓઢીકો લઈ **લેમ્નોસ** (**Lemnos**). અને ઇમ્બ્રસ (**Imbrus**) ઉપર સ્વારી કીધી. **પ લેમ્નીયન** લોકોએ ઘણી બહાદુરીથી પોતાનો બચાવ કીધો. પરંતુ પાર્સીઓ સ્હામે તેઓ ટકી શકયા નહી અને છેવટે તાબે થવાની તેઓને ફરજ પડી.[6] એ રીતે હુતનની સરદારી તળે પાર્સી કાફલો પાર્સી શાહાનશાહતનો ફેલાવો કરવા ફત્તેહમંદ નીવડયો

**નેક્ષોસ ઉપર પાર્સી કાફલાની સ્વારી**—હીરોડોટસ લખે છે કે **નેક્ષોસ** (**Naxos**) નામના ઇજીયન સમુદ્રમાં આવેલા ટાપુના કેટલાક માલેતુજાર રહેવાસીઓને ત્યાંના સાધારણ ગરીબ રહેવાસીઓએ દેશનીકાલ કાઢવાથી તેઓ પોતાના ચુસ્ત મીત્ર–**માઇલીટસના** હાકેમ **એરીસ્ટાગોરાસની** દરબારમાં ન્હાસી આવ્યા. તેઓએ તે હાકેમને **નેક્ષોસના** રહેવાસીઓને સજા કરી પોતાને પાછા ત્યાં સ્થાપન કરવા વીનંતી કીધી. પરંતુ તે ટાપુ જીતવા જેટલું જોર ત્હેનામાં નહી હોવાથી ત્હેણે **એશીયા–માઇનરના** પાર્સી હાકેમ અને શાહાનશાહ દારયવુશના ભાઈ **આર્તાફ્રનીસ** (**Artaphernes**) મારફતે તેઓની ધારણા પાર પાડવાનું માથે લીધું.

---

૧ હીરોડોટસ ૪, ૧૪૩. ૨ હીરોડોટસ ૫, ૧–૨૨ ૩ તેજ ૫, ૨૫. ૪ જુઓ પોલીયાનસ. ૫ તજ ૫, ૨૬. ૬ હીરોડોટસ ૫, ૨૭.

એરીસ્ટાગોરાસ હવે આર્તાફર્નીસની દરબારમાં સાર્દીસ ખાતે ગયો અને હેણે હેને નેક્ષોસ જીતવાથી ઇરાનને થનારા મ્હોટા ફાયદાથી વાકેફ કીધો. હેણે કાફલાનો ખર્ચ ભરી આપવા ઉપરાંત બીજી પુષ્કળ ભેટ સોગાદ આપવાનું પણ માથે લીધું. હેણે જણાવ્યું કે નેક્ષોસની ફતેહથી સાઇક્લેડીસ (Cyclades) ના પેરોસ (Paros), એન્દ્રોસ (Andros) અને બીજા ટાપુઓ ઈરાનના હાથમાં આવશે. વળી તેથી યુબીયા (Eubœa) જીતવાનું પણ સહેલ થઇ પડશની હેણે ખાત્રી આપી. આર્તાફર્નીસે હેની અરજ કબુલ રાખી અને શાહાનશાહ દારયેવુશની રજા મેળવી હેણે ત્રણ ડોળીવાળા ૨૦૦ બારકસોનો એક મ્હોટો કાફલો ત્થા એક મજબુત લશ્કર ઉભું કીધું.

આ કાફલાની સરદારી હેણે મગબાતીસ (Magabates) નામના શાહાનશાહ દારયવુશના ભત્રીજાને સોંપી હેને કાફલા સહીત એરીસ્તાગોરાસને જઇ મળવાનો હોકમ કીધો. આથી હેણે સઢ ચઢાવી માઇલીટસ તરફ હંકાર્યું અને ત્યાંથી એરીસ્તાગોરાસ ત્થા હેના આયોનીયન લશ્કર અને મજકુર નેક્ષીયનોને પોતાની સાથે લઇ હેલેસ્પોન્ટ તરફ ચઢાઇ લઇ જતો હોય તેવો દેખાવ કરી ઉતર તરફ હેણે હંકારવા માંડ્યું. જયારે તે ચીઓસ (Chios) ના ટાપુ ખાતે જઇ પહોંચ્યો ત્યારે હેણે ત્યાં લંગર નાંખી ઉતર તરફથી ફુકતા પવનની તે રાહ જોતો બેઠો. ઉતર તરફનો પવન શરૂ થતાજ તે સીધો નેક્ષોસ તરફ નીકળી ગયો. પરંતુ તે ટાપુની જીતને હજી વીસંબ હતો. હીરોડોટસ કહે છે કે પોતાના કાફલાના લડાયક બારકસો ઉપરના ચોકીદારો પોતાની ફરજ બરાબર અદા કરે છે કે નહી તે જોવા માટે જયારે મગબાતીસ એક બારકસ ઉપર સ્વાર થઇ નીકળ્યો ત્યારે હેણે એક મીન્ડીયન (Myndian) બારકસ ઉપર ચોકીદારને દીઠો નહી. આથી તે ઘણો ગુસ્સે થયો અને લડાઇને વખ્તે એવી બેદરકારી દેખડાવવા માટે તે વહાણના નઉકાધ્યક્ષ (Captain) ને પકડાવી મંગાવી હેણે હેને એક વહાણની બાજુમાં આવેલા એક બાકોરામાં ધકેલી દઈ એવી રીતે બાંધ્યો કે જેથી હેના માથાં તરફનો અર્ધો ભાગ વહાણની બહાર અને પગ તરફનો બાકીનો ભાગ વહાણની અંદર રહયો. હવે આ નઉકાધ્યક્ષ સાથે એરીસ્ટાગોરાસને ઘાડી મીત્રાચારી હોવાથી હેને એ વાત ખબર પડતાંજ તે દોડતો આવ્યો અને હેણે મગબાતીસને પોતાના મીત્રને છોડી દેવા જણાવ્યું. પરંતુ હેણે હેને કશું મચક આપ્યું નહી. આથી હેણે પોતેજ ઉપલા વહાણના નાખુદાને છુટો કીધો. હેની આવી ચાલથી મગબાતીસે મીજાજ ખોહયો અને રાત પડી અંધારૂ થતાંજ હેણે એક વહાણ નેક્ષોસ તરફ રવાના કરી તેઓને હેણે તેઓ ઉપર આવી પડનારી આફતથી વાકેફ કીધા.

નેક્ષીયનોને અત્યાર પર્યંત સ્વપ્ને પણ ખબર હતી નહી કે તેઓ ઉપર એરીસ્ટાગોરાસ ચઢાઇ લઇ આવ્યો છે. પરંતુ જ્યારે મગબાતીસે તેઓને તે આફતથી વાકેફ કીધા ત્યારે તેઓ સઘળી તઇયારીઓ પુરી કરી પોતાના કીલ્લામાં ભરાઈ બેઠા. આથી જ્યારે નેક્ષોસના ટાપુ આગળ ઇરાની કાફલો આવી લાગો ત્યારે નેક્ષીયનો પોતાનો બચાવ કરવાને બીલકુલ સામર્થ્યવાન હતા. નેક્ષોસનો ઘેરો ચાર માસ સુધી ચાલું રહયો અને ઇરાની કાફલાની સામગ્રી ખુટી ગઇ તોપણ નેક્ષીયનો તાબે થવા નહી. વળી એરીસ્ટાગોરાસના ખજાનાનું પણ તળીયું આવ્યું. આથી ઇરાનીઓએ કેટલાક કીલ્લાઓ બાધી તેમાં દેશનીકાલ થયલા નેક્ષીયનોને રાખી નેક્ષોસ ઉપરનો ઘેરો ઉઠાવી લીધો.

આ રીતે એરીસ્ટાગોરાસ અને મગબાતીસ વચ્ચે મારામારી થવાથી નેક્ષીયનો બચી ગયા અને ઇરાની કાફલો નેક્ષોસ છોડી પાછો એશીયા માઇનર ફર્યો[૧] (ઇ० પુ० ૫००).

૧ જુઓ હીરોડોટસ પુ० ૫ મું પ્ર० ૩० થી ૩૪.



# પ્રકરણ ૬ ઠું.

## લાડીનું ખુનખાર દરીયાઈ યુધ્ધ.

**આયોનીયાનો બળવો**—નેક્ષોસનો ટાપુ ફત્તેહ કરવામાં જ્યારે એરીસ્ટાગોરાસને નીષ્ફળતા મળી અને ઈરાની કાફલાનો ખર્ચ ભરપાઇ કરી આપવામાં જ્યારે તે નીષ્ફળ ગયો ત્યારે ત્હેણે નીચ યુકતી વાપડી ઈરાન સ્હામે બળવો જગાડ્યો. આ બળવો જગાડવા ત્હેને ઈરાની દરબારમાં જઇ વસેલા ત્હેના સસરા હીસ્તીયસે પણ ઉશ્કેર્યો હતો. એરીસ્ટાગોરાસને મદદ કરવા એથન્સ (Athens) અને ઈરીત્રીયા (Eretria) ના લોકોએ ૨૫ બારકસોનો એક કાફલો ઉભો કરી, એશીયાના કાંઠા ઉપર ઈફીસસ (Ephesus) ખાતે ઉતરી, લીડીયાની રાજધાનીસાર્ડીસ (Sardis) ઉપર ચઢાઈ કરી, ત્હેનો કબજો લઇ ત્હેને બાળી મેલ્યું. પરંતુ લીડીયાના હાકેમ આર્તાફર્નીઝને વધુ મદદ મળતાજ એથીનીયનો ડર ખાઇ સાર્ડીસ છોડી ન્હાઠા. આર્તાફર્નીઝે હવે તેમની પુઠ પકડી અને ઈફીસસના જબરા યુધ્ધમાં તેમનો જબરો પરાજય કર્યો. આથી તેઓ એરીસ્ટાગોરાસને તજી દઇ એથન્સ તરફ ન્હાસી ગયા.

એથીનીયનો અને ઈરીત્રીયનોની હારથી એરીસ્ટાગોરાસનો બળવો બેસી ગયો નહીં. ત્હેને મદદ કરવા હેલેસ્પોન્ટ, કારીયા, કોનસ, વીગેરે પ્રાંતોના ગ્રીક શહેરો તથા ટાપુઓ અને સાઇપ્રસ (Cyprus) ના મ્હોટા ટાપુએ પણ બળવા ઉઠાવ્યા.

**સાલામીસ (Salamis) નું દરીયાઈ યુધ્ધ**—હવે સાઇપ્રસનો બળવો બેસાડી દેવા ઈરાની સપેહસાલાર આર્તીબાયસે (Artybius) એક મ્હોટા લશ્કર અને ફીનીસીયન કાફલા સહીત તે ટાપુ ઉપર ચઢાઇ કીધી. સાઇપ્રસની મદદમઆયોનીયાએ એક મ્હોટો કાફલો મોકલી આપ્યો. આ કાફલા સાથે ફીનીશીયન કાફલાને યુધ્ધમાં ઉતરવું પડ્યું અને સાલામીસના બારામાં તેઓ વચ્ચે એક દરીયાઇ લડાઇ થઇ જેમાં ફીનીશીયન કાફલો હાર્યો.[1] પરંતુ એજ વખ્તે સાલામીસ ખાતે જમીન ઉપર થયલી ખુનખાર લડાઇમાં ઈરાનીઓની જબરી ફત્તેહ થઇ જેથી આયોનીયન કાફલો સાઇપ્રસ છોડી નાઠો અને ઈરાનીઓએ સાઇપ્રસ પાછું જીતી લીધું.[2]

---

૧ હીરોડોટસ ૫, ૧૧૨ તથા ૧૧૫. ૨ જુઓ હીરોડોટસ ૫, ૦૪ થી ૧૧૬.

હાલના કેટલાક તવારીખ નવેશો હીરોડોટસના સાલામીસની દરીયાઇ લડાઇના બ્યાન ઉપર શક લઇ જઇ જણાવે છે કે એ યુધ્ધમાં ફીનીશીયન કાફલો ફત્તેહમંદ નીવડયો હતો.

**લાડી ખાતે ભેગો મળેલો ગ્રીક કાફલો**—સાઇપ્રસને સર કર્યાં પછી ઇરાનીઓએ હેલેસ્પોન્ટ, કારીયા વીગેરે પ્રાંતોનો બળવો બેસાડી દીધો. આથી એરીસ્ટાગોરાસ પોતાની રાજધાની માઇલીટસ છોડી નાઠો. ત્હેના આવા હીચકારા-પણાથી કદાચ આયોનીયાનો બળવો બેસી જતે પણ એજ વખ્તે પોતાની લાગવગ ચલાવી એરીસ્ટાગોરાસના હુલ્લડનો અંત આણવા મોકલેલા તે બળવાખોરના સસરા હીસ્તીયસે પોતે શાહાનશાહ દારયવુશ સ્હામે બંડ મચાવ્યું. પરંતુ ત્હેની સરકશી લાંબો વખ્ત ચાલી નહીં. ઇરાનીઓએ હવે બીજા સઘળા બળવાખોર શહેરોને પડતા મેળી પ્રથમ બળવાનું મુળ મથક માઇલીટસ જીતી લેવાનો ઇરાદો કીધો. તેઓએ પોતાના સઘળા લશ્કરો જોડી દીધા અને ફીનીશીયન, સાઇપ્રીયન, સીલીશીયન તથા ઇજીપ્તશીયન લોકોનો એક ગંજાવર દરીયાઇ કાફલો ભેગો કરવા માંડયો.[૧]

ઇરાનીઓની આવી મ્હોટા પાયા ઉપરની તઇયારી જોઇ બળવાખોરો ધાસ્તી ખાઇ ગયા અને તેઓએ માઇલીટસના રહેવાસીઓને પોતાનું ફોડી લેવા તજી જઇ પોતાનું સઘળું દરીયાઇ બળ ભેગું કરી માઇલીટસથી થોડેક દુર આવેલા લાડીન ટાપુ ખાતે એકઠા મળી ઇરાનીઓ સ્હામે લડવાનો ઇરાદો કીધો અને થોડી મુદતમાં લાડી ખાતે તેઓએ એક જબરો કાફલો ઉભો કીધો. આયોનીયાને મદદ આપવા ઇયોલીયન તથા લેસ્બોસના લોકો પણ તઇયાર થયા. લાડી ખાતે જમા થઇ તેઓએ હવેથી નીચે મુજબ પોતાની હાર ગોઠવવા માંડી: માઇલીશીયનોએ પોતાનો ૮૦ ઝાઝનો કાફલો ઉગમણ પાંખ ઉપર ગોઠવ્યો. તેઓની પાસે પ્રાએનનો ૧૨ વહાણોનો કાફલો આવી ઉભો. આ પ્રાએનીયનોની બાજુમાં મીયુસીયનોના ૩ બારકસો અને તેઓની પાસે ટીઅનોનો ૧૭ વહાણોનો કાફલો ભેગો થયો. એ પછી કીયન લોકોના ૧૦૦ લડાયક બારકસો અને ત્યાર પછી ઇરીથરીયન લોકોના ૮ અને ફોકીયન લોકોના ૩ ઝાઝો સજ સમારી ઉભા હતા. ફોકીયનોને છોડી લેસ્બીયન લોકોના ૭૦ વહાણો અને છેક છેલ્લે પશ્ચીમ તરફની પાંખમાં સામીયનોના ૬૦ બારકસો ભેગા થયા હતા. એ મુજબ સઘળા મળીને ૩૫૩ ત્રણ ડોળીવાળા લડાયક બારકસો બળવાખોરોએ ભેગા કીધા હતા.[૨]

**બળવાખોરોમાં ફાટફુટ ઉભી કરવા માટે ઇરાનીઓની યુકતી**—ઇરાનીઓએ ૬૦૦ લડાયક બારકસોનો એક ગંજાવર કાફલો

૧ હીરોડોટસ ૬-૬. ૨હી રોડોટસ ૬, ૮.

આઇલીશીયા ખાતે ભેગો કીધો હતો. પરંતુ તેઓના સરદારોને એવી ચીતા પેદા થઇ કે જો તેઓ શત્રુઓને હરાવવામાં નીષ્ફળ નીવડશે તો દરીયા ઉપરનો કાબુ ખોઈ દીધાથી તેઓ માઇલીટસ ફત્તેહ કરી શકશે નહી અને તેથી તેઓ શાહાનશાહ દારયવુશની ઇતરાજીમાં આવી પડશે. તેથી તેઓએ ગંભીર વીચાર ચલાવી છેવટે એરીસ્તાગોરાસની ઉશ્કેરણીથી પોતાનું રાજ ખોઇ ઇરાનને આશરે ભરાઈ બેઠેલા આયોનીયાના રાજાઓને બોલાવી મંગાવ્યા અને તેઓને પોતાના શાહાનશાહ તરફની તેઓની આસ્થા દેખડાવવાની મળેલી તક નહી ચુકવાને ભલામણ કીધી. તેઓએ તેઓ દરેકને પોતપોતાની પ્રજાઓને લાડી ખાતે ભેગા મળેલા કાફલામાંથી છુટા પડવા માટે સમજાવવાની કોશીશ કરવાને આગ્રહ કીધો અને તેમ જો તેઓ કરે તો તેઓને તેઓના બળવા માટે માફી બક્ષવાનું વચન આપી તેઓ તરફની બળવા આગમચની ઇરાનની વર્તણુંકમાં કશો ફેરફાર નહી કરવાની અને તેઓના મંદીરો તથા ખાનગી ઘરોને બાળી નહીં નાંખવાની પુર ખાત્રી આપવા જણાવ્યું. પરંતુ જો તેઓ ઇરાનની તાબેદારી નહીં સ્વીકારે તો તેઓને ગુલામ બનાવી, તેઓના છોકરાઓને ખોજા (eunuchs) બનાવી તેઓની કુમારીકાઓને બેકત્રીયા ખાતે દેશનીકાલ કાઢવાની ધમકી આપવા તેઓએ જણાવ્યું.[1]

રાત્રી પડતા ઉપલા રાજાઓ પોતપોતાના શહેરોના રહેવાસીઓને જઇ મળ્યા અને તેઓએ તેમને બળવાખોરોને તજી જવા સમજાવ્યું. પરંતુ તેઓએ તે રાજાઓનું પટ કર્યું નહી કારણ કે દરેક રાજ્યના રહેવાસીઓને સમજાવવા માટે તે રાજ્યના માજી પદભ્રષ્ટ રાજાને મોકલ્યો હતો તેથી તે દરેક રાજ્ય એમ સમજ્યું કે ઇરાનીઓ તે એકલાં રાજ્યનેજ સઘળાં એકસંપી રાજ્યોથી છુટું પાડવા માંગે છે. અગરજો દરેક રાજ્યને એવી ખબર હતે કે જેમ ત્હેને તેમજ બીજા રાજ્યોને પણ આવુંજ કહેણ મળ્યું છે તો જરૂર તેઓમાંના મ્હોટા ભાગે ઇરાનીઓની તાબેદારી સ્વીકારે હોતે.

**દુશ્મનોની બેદરકારી**—હવે ઇયોનીયન રાજ્યોએ એક મતે પોતાના કાફલાની સરદારી ફોકીયાના સરદાર દાયોનાઇસીયસ (Dionysius) ને સોંપી. દુશ્મનો અવારનવાર સભા કરી તેમાં ભાષણો મારફતે પોતાના લડવઇયાઓને ઉશ્કેરતા. દાયોનાઇસીયસ પોતાના નાવીકોને દરીયાઇ યુધ્ધ કળામાં પ્રવીણ બનાવવા તેઓ પાસે સખ્ત મહેનત કરાવવા લાગ્યો. સામટા વહાણોની હારબંધ ગોઠવેલી ટુકડીઓએ આગળ કેમ વધવું, હલ્લેસાં ફેરવનારાઓએ બરાબર હલ્લેસાં કેમ મારવા અને શત્રુઓના બારકસોની હાર કેમ તોડવી તેની તેઓને તે તાલીમ આપવા

---

1 હીરોડોટસ ૬, ૯.

લાગ્યો. સહવારથી સાંજ પડે ત્યાં સુધી સઘળા નાવીકોને પોતાના હથીયાર સજી રાખવા પડતા અને આખો વખ્ત તેઓને ચાલુ સખ્ત મહેનત કરવી પડતી. આથી સાત દીવસ સબુરી પકડી આઠમે દીવસે તેઓએ ભેગા મળી એકસંપ કરી દાયોનાઇસીયસને નાફરમાન નીવડી સ્હામેના કીનારા ઉપર જઇ તેઓ તંબુ નાખી પડ્યા.[૧] આવો મામલો જોઇ સામીયન બળવાખોરો રંજીદા થયા અને તેઓએ ઇરાનીઓની માંગણી કબુલ રાખવાનો ઇરાદો કીધો.[૨]

**લાડીનું ખુનખાર દરીયાઇ યુધ્ધ**—હવે ઇરાની કાફલાએ બળવાખોરો ઉપર હુમલો કરવા માઇલીસીયા છોડયું અને તેઓ અને શત્રઓ વચ્ચે એક ખુનખાર યુધ્ધ લાડી ખાતે થયું. લડાઇની શરૂઆતમાંજ મજકુર સામીયનોએ સઢ ચઢાવી પોતાની જગા છોડી સામોસ તરફ હંકાર્યું અને તેઓના ફકત ૧૧ બારકસોજ છેવટ સુધી શત્રુઓને વફાદાર રહયા. આ સામીયનોની પાસેના લેસ્બીયન લોકોએ જ્યારે તેઓને ન્હાસતા જોયા ત્યારે તેઓએ પણ તેમનો દાખલો પકડયો અને એજ રીતે આયોનીયન લોકોના મ્હોટા ભાગે પણ ન્હાસવા માંડયું.[૩]

આ યુધ્ધમાં શત્રુઓ તરફથી સર્વેથી વધુ બળત્વારી તો કીયન લોકોએ દેખડાવી. તેઓએ શતરૂઓને ૧૦૦ બારકસો પુરા પાડ્યા હતા. આ દરેક બારકસ ઉપર ૪૦ લડવઇયા હતા. તેઓએ જોકે લગભગ સઘળા મીત્રો ન્હાસી ગયા તોપણ લડવાનું ચાલુંજ રાખ્યું. તેઓએ વારંવાર ઇરાની કાફલાની સફ તોડી નાંખી તેઓના ઘણાં બારકસો કબજે કીધા. પરંતુ છેવટે પોતાના કાફલાના અર્ધા ઉપર વહાણો ખોઇ તેઓએ પણ પોતાના વતન તરફ ન્હાસવા માંડયું.[૪] ન્હાસતા કીયનોની ઇરાની કાફલાના એક ભાગે પુંઠ પકડી. આથી તેઓએ પોતાના બારકસોને માઇકેલીના કીનારા ઉપર તજી દઇ ઇફીસસ તરફ તેઓ નાઠા, જયાંના લોકોએ તેમને લુંટારા સમજીને કતલ કીધા.[૫] જયારે દુશ્મનોના નઉકાસેનાધીપતી દાયોનાઇસીયસે સઘળું આવી બનેલું જોયું ત્યારે તે પણ ઇરાનીઓના કબજે કીધેલા ત્રણ બારકસો સાથે જીવ લઇ નાઠો.[૬]

**આયોનીયાના બળવાનો અંત**—લાડીના જબરા યુધ્ધમાં જબરી જીત મેળવ્યા પછી ઇરાનીઓએ જમીન તથા દરીયાને માર્ગે માઇલીટસને ઘેરો ઘાલી ફત્તેહ કીધું (ઇ૦ પુ૦ ૪૯૪) ત્યાર પછી ઇરાની સપેહસાલાર હાર્પેગસે બળવાખોર હીસ્તીયસને મલીનાની લડાઇમાં હરાવી કેદ પકડયો. આથી આયોનીયાના બળવાનો અંત આવ્યો.

---

૧ હીરોડોટસ ૬, ૧૨. ૨ હીરોડોટસ ૬, ૧૩. ૩ હીરોડોટસ ૬, ૧૪. ૪ તેજ ૬, ૧૫. ૫ તેજ ૬, ૧૬. ૬ તેજ ૬, ૧૭.

**ઇરાની કાફલાની જબરી જીતો**—હવે માઇલીટસ ખાતે શીયાળો ગુજારી બીજે વર્ષે એશીયા માઇનરના કાંસ્ટાથી થોડેક દુર આવેલા ગ્રીક બળવાખોર ટાપુ ઓને જીતી લેવા ઇરાની કાફલાએ પોતાની સમુદ્રયાત્રા શરૂ કીધી. ત્હેણે ઘણી સહેલાઇથી કીયોસ, લેસ્બોસ અને ટેનીડોસ (**Tenedos**) ના ટાપુઓ સર કીધા.[1]

ઇરાની કાફલો હવે આયોનીયાના ટાપુઓ છોડી હેલેસ્પોન્ટ તરફ આગળ વધ્યો અને હેલેસ્પોન્ટની ખાડીના ડાબા કીનારા ઉપર યુરોપના કાંસ્ટા ઉપર આવેલા શહેરો સર કરવામાં રોકાયો. ત્હેણે કર્સોનીસના શહેરો, પેરીન્થસ, થરેસના કેટલાક કીલ્લા અને સીલીબ્રીયા (**Selybria**) તથા બાઇઝેન્શીયમના શ્હેરો ફત્તેહ કીધા. છેલ્લા શ્હેરના રહેવાસીઓ તો ઇરાની કાફલાનું નામ સમજતાજ ધાસ્તી ખાઈ કાળા સમુદરમાં આવેલા મેસીમ્બ્રીયા શહેર ખાતે ન્હાસી ગયા. ઉપલા શ્હેરો જીતી લઈ તેમને બાળી નાંખ્યા. બાદ ઇરાની કાફલાએ પ્રોકોનીસસ તથા આર્તાકા (**Artaca**) ના શ્હેરો પણ જીતી લઇ બાળી નાંખ્યા. આ રીતે ઇરાની કાફલાએ હેલેસ્પોન્ટ તરફના સઘળા શ્હેરો ફત્તેહ કીધા.[2]

જ્યારે ઇરાની કાફલો ટેનીડોસ ફત્તેહ કરવામાં રોકાયલો હતો ત્યારે કર્સોનીસના રાજા મીલ્ટાયડીઝે ઇરાનીઓથી ધાસ્તી ખાઇ ત્રણ ડોળીવાળા પાંચ બારકસો સાથે એથન્સ ખાતે ન્હાસવા માંડયું. પરંતુ ત્હેને માર્ગમાંજ મીલાસ (**Melas**) ના અખાત ખાતે ઇરાની કાફલો સ્હામો મળ્યો અને તે જેમ તેમ ચાર વહાણો સાથે છટકી જવા પામ્યો. ત્હેનું એક ઝાઝ ઇરાનીઓના હાથમાં સપડાયું. આ ઝાઝ ઉપર ત્હેનો વડો બેટો મેતીયોકસ (**Metiochus**) હતો તે ઇરાનીઓના હાથમ કેદ પકડાયો.[3]

---

૧ હીરોડોટસ ૬, ૩૧. ૨ હીરોડોટસ ૬, ૩૩. ૩ હીરોડોટસ ૬,૪૧.



# પ્રકરણ ૭ મું.

—:o:—

## ઇરાની કાફલાની ગ્રીસ ઉપર ચઢાઈઓ.

—::o:—

**માર્દોનીયસની ગ્રીસ ઉપર ચઢાઇ**—એરીસ્તાગોરાસને મદદ આપવા માટે **લીડીયા** ઉપર ચઢાઇ કરી **એથીનીયનો** અને ઇરીત્રીયનોએ ત્હેનું પાયતખ્ત **સાર્દીસ** બાળી નાંખ્યું હતું એમ આપણે ૬ ઠા પ્રકરણમાં જોઇ ગયા છીયે. તેમની આ ચઢાઇનું વેર લેવા ઇ૦ પુ૦ ૪૯૨ માં શાહાનશાહ દારયવુશે પોતાના જમાઇ **માર્દોનીયસ (Mardonius–મરદુનીય)** ને એક મ્હોટા કાફલા અને સઇન્ય સહીત ગ્રીસ ઉપર ચઢાઇ કરવા મોકલ્યો.[૧]

**તોફાનથી થયલો ઇરાની કાફલાનો નાશ**—સપેહસાલાર **માર્દોનીયસ** લશ્કર લઇ **સુસાથી** ઉપડયો અને **સીલીશીયા (કીલીકીયા–Cilicia)** ખાતે આવી ત્હેણે તે સઇન્યને પોતાના સરદારોની દેખરેખ હેઠળ હેલેસ્પોન્ટ ખાતે જઇ ત્હેની રાહ જોવા ફરમાવ્યું. ત્યાર પછી એક બારકસ ઉપર સ્વાર થઇ તે પોતાના કાફલા સહીત કીનારે કીનારે આગળ વધી **આયોનીયા** આવી પહોંચ્યો. **આયોનીયા** ખાતે પુરતો બંદોબસ્ત કરી ત્હેણે હેલેસ્પોન્ટ તરફ હંકાર્યું. હેલેસ્પોન્ટ ખાતે આવી ત્યાં ભેગા થયલા મ્હોટા સઇન્યને ત્હેણે પોતાના કાફલા મારફતે યુરોપ ખંડમાં ઉતાર્યું[૧] અને પછી તે **થરેસ**, **મેસીડન** અને બીજા **ગ્રીક** શહેરોની ફત્તેહો કરવામાં રોકાયો.

ઇરાની કાફલો હેલેસ્પોન્ટ છોડી **થેસોસ** તરફ આગળ વધ્યો અને તે ટાપુના **થેસીયન** લોકોને ત્હેણે જીતી લીધા. **થેસોસથી** તે કાફલાએ યુરોપના કોસ્ટા તરફ હકાર્યું અને દરીયાને કાંઠે કાંઠે થઇ તે **એકેન્થસ** જઇ પહોંચ્યો. **એકેન્થસ** ખાતેથી તે **એથોસ (Athos)** ના પર્વત આગળના ભુશલાકા તરફનો તોફાની દરીયો ઓળંગવા જતો હતો એટલામાં ઉતર તરફનો તોફાની પવન ત્હેને નડયો જેના જંગલી જોર આગળ ઇરાની નાવીકો કશું કરી શકયા નહીં. એ તોફાનમાં લગભગ ૩૦૦ ઇરાની બારકસો નાશ પામ્યા અને વીસ હજાર કરતાં વધુ માણસોનો જાન ગયો. **હીરોડોટસ** કહે છે કે આ મ્હોટી પ્રાણઘાતમાં કેટલાકોને દરીયાઇ રાક્ષસો ખાઇ ગયા, કેટલાકો ખડકો સાથે અથડી નાશ પામ્યા, બીજાઓ તરવાનું નહી જાણવાથી ડુબી મુઆ અને બાકીના સખ્ત ઠંડીને લીધે મરણ પામ્યા.[૨]

---

૧ હીરોડોટસ ૬, ૪૩. ૨ હીરોડોટસ ૬,૪૪.

ઉપલી અણધારેલી આફતથી સપેહસાલાર માર્દોનીયસે વધુ જીતો કરવાનું માંડી વાળ્યું અને તે પોતાના લસ્કર તથા બચના પામેલા લડાયક બારકસો સાથે એશીયા તરફ પાછો ફર્યો.[૧]

**ગ્રીસ ઉપરની ઈરાની કાફલાની બીજી ચઢાઈ**—એથોસ ખાતે ઈરાની કાફલાનો નાશ થવાથી શાહાનશાહ દારયવુશે ગ્રીસને સજા કરવાનો વીચાર માંડી વાળ્યો નહીં. પરંતુ ઈ૦ પુ૦ ૪૯૦ માં ત્હેણે એથન્સ અને ઈરીત્રીયા ઉપર બીજી ચઢાઈ મોકલાવી. આ ચઢાઈની સરદારી ત્હેણે દાતીસ (Datis) નામના એક મીડીયન ઉમરાવ તથા પોતાના ભાઇ આર્તાફ્રર્નીઝના બેટા આર્તાફ્રર્નીઝને સોંપી. સીલીશીયામાં આવેલા એલીઅન (Aleian) નામના મેદાનમાં એક મ્હોટું ઈરાની લશ્કર ભેગું મળ્યું હતુ ત્યાં જઈ તેઓએ લશ્કરની સરદારી લીધી. ત્યાંજ ઈરાનને તાબેના જુદાં જુદાં કોસ્ટા ઉપર આવેલા રાજ્યોએ ભેગો કીધેલો ૬૦૦ ત્રણ ડોળીવાળા લડાયક બારકસો (Triremes) નો એક કાફલો તથા ઘોડાઓને લઇ જવાના વહાણો તેઓને આવી મળ્યા. ઉપલા વહાણોમાં ઘોડાઓ ભરી, લશ્કરને કાફલાના બારકસોમાં ચઢાવી, તેઓએ કીનારે કીનારે થઇ સીધા હેલેસ્પોન્ટ અને થરેસ તરફ નીકળી જવાને બદલે સામોસ આગળથી હંકારી, ટાપુઓ વચ્ચેથી થઇને ઇકારીયન (Icarian) સમુદ્રમાંથી પસાર થવા માંડ્યું. હેલેસ્પોન્ટ તરફથી ઈરીત્રીયા તરફ નહી જવામાં જેમ તેઓની મતલબ એથોસના ભુશલાકા આગળના દરીયાથી દુર રહેવાની તેમ નેક્ષોસના ટાપુ પ્રથમ જીતી ત્યારપછી ઈરીત્રીયા ખાતે જવાની હતી.[૨]

**નેક્ષોસની ફત્તેહ**—ઈકારીયન સમુદ્ર વટાવી ઈરાનીઓએ નેક્ષોસના ટાપુ આગળ લંગર નાખ્યું. નેક્ષીયન લોકો ઈરાનીઓને જોતાજ પર્વતો તરફ નાઠા. તોપણ જેઓ તેઓના હાથમાં સપડાયા તેઓને કેદ કરી ઈરાનીઓએ તેમનું શહેર તથા મંદીરો બાળી નાખ્યા.[૩] નેક્ષોસ ફત્તેહ કરી ઈરાનીઓ બીજા ટાપુઓ ફત્તેહ કરવામાં રોકાયા. એ પછી પોતાના કાફલાને ડીલોસ (Delos) ના ટાપુની સ્હામે આવેલા રીનીઆ (Rhenea) ખાતે ભેગા મળવાનો હૂકમ આપી થોડાક બારકસો સાથે દાતીસે ડીલોસ ઉપર હુમલો કીધો અને વગર લડાઇએ ડેલીયન લોકોને તાબે કરી આયોનીયન તથા ઈયોલીયન કેદીઓને સાથે લઇ ત્હેણે ઈરીત્રીયા તરફ હંકાર્યું.[૪]

---

૧ હીરોડોટસ ૬, ૪૫. ૨ હીરોડોટસ ૬, ૯૫. ૩ તેજ ૬, ૯૬.
૪ હીરોડોટસ ૬, ૯૬-૯૮.

**ઈરીત્રીયાનો નાશ**—રસ્તામાં મળતા સઘળાં ટાપુઓ જીતી લઈ છેવટે ઈરાની કાફલો પોતાના ધારેલા મુકામે આવી પહોંચ્યો. ત્હેણે ટેમીની (**Tamynæ**), **કીરી** (**Chœreæ**) અને ઈજીલીયા (**Ægilia**) ના બારાઓમાં લંગર નાંખ્યું અને ત્યાંથી ઈરાનીઓએ પોતાના ઘોડાઓ ઉતારી આગળ વધવા માંડ્યું. ઈરીત્રીયન શત્રુઓ ઈરાનીઓને જોઈ પોતાના કીલ્લામાં ભરાઈ બેઠા. આથી ઈરાનીઓએ કીલ્લા ઉપર ઘેરો નાંખી સાત દીવસમાં ત્હેને જીતી લીધો. હવે કીલ્લો પડતાંજ ઈરાનીઓ સાર્ડીસને બાળી નાંખી ઈરાનીઓને અપમાન કરવાનું ઈરીત્રીયનોને ફળ ચખાડવા રોકાઈ ગયા. તેઓએ શ્હેરના સઘળા મંદીરો લુંટી બાળી નાંખ્યા અને સઘળા રહેવાસીઓને કેદ પકડી પોતાના બારકસો ઉપર લઈ ગયા.[૧]

**મેરેથોન** (**Marathon**) **ની** જગપ્રસીધ્ધ લડાઈ—હવે **એથન્સ** ઉપર સ્વારી કરવા ઈરાનીઓએ **એટીકા** (**Attica**) ના કીનારા ઉપર આવેલા **મેરેથોનના** ચોગાનમાં ઉતરવા માંડ્યું. એ મેદાનમાં ઈરાનીઓ અને **એથીનીયનો** વચ્ચે **એક** જગપ્રસીધ્ધ યુધ્ધ જાગ્યું જેમાં ઈરાનીઓની હાર થઈ અને ઈરાની કાફલાના સાત બારકસો શત્રુઓના હાથમાં ગયા.[૨]

**મેરેથોનની** લડાઈ પછી ઈરાની કાફલાએ ઈરીત્રીયા ખાતેના કેદીઓને સાથે લઈ **એથન્સ** ઉપર ચઢાઈ કરવાના ઈરાદાથી **સુનીયમ** (**Sunium**) ની ભુશીર આગળથી વહાણ લઈ તે તરફ હંકાર્યું.[૩] પરંતુ **એથન્સને** બચાવ ભરેલી હાલતમાં જોઈ ઈરાનીઓએ પોતાનો વીચાર ફેરવ્યો અને થોડા વખત **એથન્સના** બારા ફાલેરમ (**Phalerum**) ખાતે થોભી તેઓએ **એશીયા** તરફનો રસ્તો લીધો. એ રીતે જોકે ઈરાની કાફલાએ ઈરીત્રીયા ઉપર પુરેપુરું વેર લીધું તોપણ **એથન્સ** છટકી જવા પામ્યું.

મેરેથોનના યુધ્ધનો હેવાલ હીરોડોટસ ઉપરાંત કોર્નીલીયસ નીપોસ, **વેલેરીયસ** મેકસીમસ, પ્લેટો, થીયુસીડાઈડીઝ, જસ્ટીન, ઝેનોફોન, વીગેરે ગ્રંથકારો આપી ગયા છે.

---

૧ હીરોડોટસ ૬, ૧૦૦-૧૦૧. ૨ તેજ ૩, ૧૧૫. ૩ તેજ ૬, ૧૧૫.



# પ્રકરણ ૮ મુ.

—:o:—

## મહાત્મા જર્કસીસની ગ્રીસ ઉપર ચઢાઈ.

—:o:—

**ગ્રીસ ઉપરની ત્રીજી ચઢાઈ માટે મહાભારત તઇયારીઓ**—ઇ૦ પુ૦ ૪૮૫ માં મહાત્મા દારયવુશ મરણ પામ્યો અને ત્હેની ગાદી ઉપર ત્હેનો બેટો મહાત્મા ક્ષયારશાં (જર્કસીસ–Xerxes) આવી બેઠા. તખ્તે આવ્યા બાદ જર્કસીસે ઈજીપ્તનો બળવો બેસાડી દીધો[1] અને પછી એથીનીયન શત્રુઓ ઉપર ચઢાઇ કરવા ત્હેણે મહાભારત તઇયારીઓ કરવા માંડી. ત્હેણે પોતાની બેસુમાર રઇયતો ઉપર એ ચઢાઇ માટે લશ્કરો પુરા પાડવા, વહાણોનો કાફલો ઉભો કરવા, ઘોડાઓ જમા કરવા, ઘોડાઓ તથા ખાધખોરાકી લઇ જવા ઝાઝો બાંધવા અને પુલો નાંખવા માટે બારકસો મોકલી આપવા ફર્માન મોકલ્યું.[2]

**એથોસની નેહેર**—વળી માર્દોનીયસની ચઢાઇ દરમીયાન એથોસના પર્વત આગળના દરીયા તરફ દરીયાઇ તોફાનથી ઈરાની કાફલો નાશ પામ્યો હતો તેટલા માટે તે કાફલાની સલામતીને ખાતર મહાત્મા જર્કસીસે તે પર્વતની તળેટી આગળ સાની (Sane) નામના કસ્બામાં આવેલી સપાટ જમીન ખોદી કાઢી એક નેહેર બંધાવી. આ નેહેર ૧॥ માઇલ લાંબી અને બે બારકસો તેમાંથી આમનસામન સહેલાઇથી પસાર થઇ શકે એટલી પોહોળી હતી. આ નેહેર બાંધવામાં ઘણી પ્રજાઓએ ભાગ લીધો હતો અને એ પ્રજાઓને વારાફરતી એથોસ ખાતે લઇ જવા માટે એક કાફલો કર્સોનીસમાં આવેલા ઈલીઉસ (Elæus) ના બારામાં પડી રહયો હતો.[3]

**હેલેસ્પોન્ટ ઉપરનો વહાણોનો પુલ**—એજ મુજબ પોતાનું સઇન્ય સલામતી સાથે હેલેસ્પોન્ટની ખાડી વટાવી જાય તેટલા માટે મહાત્મા જર્કસીસે હેલેપોન્ટ ઉપર બારકસોનો પુલ નંખાવ્યો. આ પુલ માટે સઘળા મળીને ૬૭૪ બારકસો બંધાવવા પડ્યા.

**સમુદરને અર્પણ થયલી ભેટો**—ચાર વર્ષ પછી સઘળી તઇયારીઓ પુરી થવે મહાત્મા જર્કસીસ હેલેસ્પોન્ટ ખાતે આવી પહોંચ્યો (ઇ૦ પુ૦ ૪૮૧). એ વખતે હેલેસ્પોન્ટ ખાતે એક ગંજાવર દરીયાઇ કાફલો ભેગો મળ્યો હતો. હીરોડોસ લખે છે કે એબીડોસ

---

૧ હીરોડોટસ ૭,૭. ૨ તેજ ૭,૨૧. ૩ તેજ ૭,૨૨થી ૨૪.

ખાતે એક ખાસ બનાવેલા સફેદ આરસપહાણના તખ્ત ઉપર બેસી મહાત્મા જર્ક-સીસે પોતાના લશ્કર તથા કાફલાનો દેખાવ જોયો. વળી એ વખ્તે ત્હેની મરજીથી ઈરાની કાફલો સર્વથી વધુ ઝડપે વહાણ હંકારવાની હરીફાઇમાં ઉતર્યો જેમાં સાઇ-ડન (Sidon) ના ફીનીશીયન નાવીકો પહેલા આવ્યા.[1] બીજે દીવસે આફતાબ નીકળતાજ તે પેદા કરનારની બંદગી કરી શાહાનશાહ જર્કસીસે સમુદરને સોનેરી જામો અને ઈરાની તલવાર અર્પણ કીધી.[2] ત્યાર પછી તે નામદાર પોતાની ગંજાવર ફોજ સાથે પુલ વટાવી યુરોપ ખંડમાં દાખલ થયો.

**દોરીસ્કસ ખાતે ઈરાની કાફલાની તપાસ**—પુલ વટાવી જમીનને માર્ગે આગળ વધી મહાત્મા જર્કસીસ દોરીસ્કસ (Doriscus) ખાતે જઇ થોભ્યો. ઈરાની કાફલો પણ હેલેસ્પોન્ટના મુખ તરફ આગળ વધી કીનારે કીનારે થઇ પશ્ચીમ દીશાએ હંકારી સાર્પેડોન (Sarpedon) ની ભુશીર ખાતે જર્કસીસના હુકમ મુજબ જઇ પહોંચ્યો.[3] દોરીસ્કસ ખાતેથી ત્યાર પછી પોતાના શાહાનશાહના ફર્માન મુજબ ઈરાનીઓ પોતાના કાફલાને સમારકામને માટે સાલી (Sale) અને ઝોનીના શહેરોથી તે છેક સીરીઉમ (Serrheum) ના ભુશલાકના કીનારા ઉપર ઘસડી લઇ ગયા.[4]

દોરીસ્કસ ખાતે મહાત્મા જર્કસીસે પોતાના લશ્કર તથા કાફલાની તપાસ (Review-રીવ્યુ) લીધી. એ તપાસને માટે સમારકામ પુરૂ થયા બાદ ઈરાની કાફલાને સમુદર કીનારાથી લગભગ ૪૦૦ ફીટ દુર લઇ જઇ એકજ સીધી હારમાં ગોઠવવામાં આવ્યો. તે કાફલાના બારકસોની નાળો (વહાણનો આગલો ભાગ) કીનારા તરફ રાખવામાં આવી હતી. વહાણોના તુતકો ઉપર ઈરાની કાફલાના બારકસો ઉપરના લડવઇયાઓ જાણે કે લડાઇને માટે તઇયાર થયા હોય તેમ સઘળા હથીયારો સજી દમામથી ખડા ઉભા હતા. મહાત્મા જર્કસીસ એક સાઇડોનીયન હોડીમાં સ્વાર થઇ એક સોનેરી આસ્માનગીરી હેઠળ બેઠક લઇ તે કાફલાની તપાસ લેવા નીકળ્યો અને તે બારકસો અને કીનારા વચ્ચેની ખુલ્લી જગામાંથી હોડીમા પસાર થઇ તે નામદાર પોતાના કાફલાની તપાસ લઇ દરેક વાતથી વાકેફ થયો.[5]

**ઈરાની કાફલાના બારકસોની સંખ્યા**—દોરીસ્કસ ખાતે જે વખ્તે ઈરાની કાફલાની તપાસ ચાલી તે વેળા સઘળા મળીને ત્રણ ડોળીવાળા ૧૨૦૭ લડાયક બારકસો ભેગા મળ્યા હતા.[6] વળી એ લડાયક બારકસો ઉપરાંત ખાધખોરાકી,

---

૧ હીરોડોટસ ૭,૪૪. ૨ તેજ ૭,૫૪. ૩ તેજ ૭,૫૮. ૪ તેજ ૭,૫૯. ૫ તેજ ૭,૧૦૦.
૬ હીરોડોટસ ૭,૮૯.

લડાઇની સામગ્રી અને ઘોડાઓ વીગેરે લઇ જવા માટે બીજા ૩૦૦૦ ન્હાનાં બારકસો બાંધવામાં આવ્યા હતા. આ સઘળા બારકસો ઉપરના ખલાસીઓ તથા લડવઇયાઓની સંખ્યા ૫,૧૭,૬૧૦ જેટલી થવા જતી હતી. દરેક ત્રણ ડોળીવાળા લડાયક બારકસ ઉપર ૨૦૦ લડી શકે એવા નાવીકો અને ૩૦ ઈરાની, મીડ, અથવા સેકા લડવઇયા અને દરેક માલ લઇ જવાના ન્હાના વહાણ ઉપર ૮૦ ખારવાઓ ગણુના ઉપરથી સંખ્યા જેટલો સરવાળો થાય છે. પરંતુ હીરોડોટસની એ ગણત્રી ઉપર હાલના તવારીખ નવેશો શક લઇ જાય છે. આ કાફલામાં નીચલી પ્રજાઓએ નીચે મુજબ પોતાના બારકસો મોકલી આપ્યા હતાઃ—

**ફીનીશીયન નાવીકો**—ફીનીસીયનો અને પાલેસ્તાઇનના સીરીયનોએ પોતાના ૩૦૦ બારકસો મોકલી આપ્યા હતા. એ બારકસો ઉપરના નાવીકોએ પોતાને માથે લગભગ ગ્રીક લોકોની કોલાહના જેવીજ બનાવેલી ટોપ પહેરી હતી અને તેઓના શરીરોની આસપાસ શણુના બનાવેલા છાતીના કવચો હતા. તેઓ પાસે હથીયારોમાં વગર કોરની ઢાલો અને બરછીઓ હતી.[1]

**ઇજીપ્શીયન વહાણવટીઓ**—મીસરે ૨૦૦ વહાણો પુરા પાડ્યા હતા. મીસરી વહાણવટીઓએ કલી કાંપેલી કોલાહો માથે મેળી હતી. તેઓના હથીયારોમાં અસાધારણ કદની કોરણવાળી અંતરગોળ ઢાલો, દરીયાઇ યુધ્ધમાં ઉપયોગી થઇ પડે એવા ભાલા અને રાક્ષસી કદની કરસીઓ હતી. તેઓમાંના મ્હોટા ભાગે છાતીના કવચો પહેર્યા હતા અને તેઓ સઘળા પાસે પહોળી વાંકી તલવારો હતી.[1]

**સાઇપ્રીયન સમુદ્દર ગામીઓ**—સાઇપ્રીયનોએ ૧૫૦ ઝાઝો મોકલ્યા હતા. તેઓના રાજાઓને માથે પાગડીઓ અને લોકોના અંગમાં સાધારણ પહેરણો હતા. બીજી દરેક રીતે તેઓનો પોશાક ગ્રીકોને મળતો આવતો હતો.[2]

**સીલીશીયન સફરીઓ**—સીલીશીયનોએ ૧૦૦ બારકસો પુરા પાડ્યા હતા તેઓએ પોતાને માથે પોતાના દેશની શીરઆણો ગેળી હતી અને તેઓ પાસે ઢાલોને બદલે કાચા સોહાર્યા વગરના ચામડાની હલકી ન્હાની ઢાલો હતી. તેઓએ ઉનનું પહેરણ પહેર્યું હતું અને તેઓ દરેક જણ પાસે બબ્બે બરછીઓ હતી. વળી મીસરીઓના જેવીજ વાંકી તલવારો તેઓ સાથે લાવ્યા હતા.[3]

**પામ્ફીલીયન અને લીશીયન નાવીકો**—પામ્ફીલીયનોએ ૩૦ વહાણો રવાના કીધા હતા. તેઓના નાવીકોએ ગ્રીકોના જેવાજ હથીયારો સજ્યા હતા.[4]

---

૧ હીરોડોટસ ૭,૮૯. ૨ તેજ ૭,૯૦. ૩ હીરોડોટસ ૭,૯૧. ૪ તેજ ૭,૯૨.

**લીશીયનોએ** ૫૦ બારકસો ઉભા કીધા હતા. તેઓના ખારવાઓએ પગના અને છાતીના કવચો પહેર્યાં હતા. તેઓ પાસે હથીયારોમાં કોરનલ (Cornal) ના લાકડાના કામઠા, પીછાં વગરના બરૂના તીરો અને ન્હાના ભાલાઓ હતા. તેઓનું બહારનું પહેરણ બકરાના ચામડામાંથી બનાવેલું હતું અને તે તેઓના ખભામાંથી લટકતું હતું. તેઓના માથા ઉપર પીંછાંથી શણગારેલી ટોપીઓ હતી. તેઓ પાસે ઉપલા હથીયારો ઉપરાંત ખંજરો અને ટુંકી વાંકી સમશેરો પણ હતી.[૧]

**ડોરીયન, કારીયન અને આયોનીયન ગ્રીક વહાણવટીઓ**—એશીયા ખંડના ડોરીયનોએ ૩૦ વહાણો ભેગા કીધા હતા. તેઓના હથીયારો ગ્રીકોના જેવાજ હતા.[૨]

કારીયનોએ ૭૦ બારકસો મોકલ્યા હતા. તેઓ પાસે ગ્રીકોના જેવા હથીયારો ઉપરાંત ખંજરો અને ટુંકી વાંકી તલવારો પણ હતી.[૨]

આયોનીયનોએ ૧૦૦ વહાણો પુરા પાડ્યા હતા. તેઓનો પોશાક તથા શસ્ત્રો ગ્રીકોના જેવાજ હતા.[૩]

**ભુમધ્ય સમુદ્રના ટાપુઓનો કાફલો**—ઈરાનને તાબેના ટાપુઓના રહેવાસીઓએ ૧૭ વહાણોનો કાફલો આપ્યો હતો. ઇયોલીયન લોકોએ ૬૦ બારકસો અને કાળા સમુદ્ર તરફના હેલેસ્પોન્ટીયન લોકોએ ૧૦૦ ઝાઝો મોકલ્યા હતા. તેઓ સઘળાઓના શસ્ત્રો ગ્રીકોના જેવાજ હતા.[૪]

**ઈરાની કાફલાના મુખ્ય અમલદારો**—ઈરાની કાફલાના દરેક બારકસ ઉપર તે બારકસના સ્વદેશી ખલાસીઓ ઉપરાંત પાર્સી, મીડીયન કે સક લડવઈયાઓની એક ન્હાની ટુકડી પણ રાખવામાં આવી હતી. દરેક પ્રજાએ મોકલેલા વહાણોની સરદારી તેજ પ્રજાના પ્રતીનીધીઓના હાથમાં હતી.[૫] પરંતુ આખા કાફલાની સરદારી તો ઈરાની નઉકા સેનાધીપતીઓના હાથમાંજ હતી. સઘળા ઈજીપ્શીયન બારકસોના કાફલા ઉપર શાહાનશાહ દારયવુશના બેટા એકીમીનીઝ (Achæmenes–હખામનીશ) ને નીમવામાં આવ્યો હતો. આયોનીયા તથા કારીયાનો કાફલો દારયવુશના બીજા બેટા આર્યાબીગ્નીઝ (Ariabignes) ની સરદારી તળે હતો. જ્યારે બાકીના સઘળા બારકસોની મુખ્ય સરદારી અસ્પાથીનીઝ (Aspathines) ના પુત્ર પ્રીક્ષાસ્પીઝ (Prexaspes) અને મગબાતીઝના બેટા મગબાજસના હાથમાં હતી.[૬]

---

૧ હીરોડોટસ ૭,૯૨. ૨ તેજ ૭,૯૩. ૩ તેજ ૭,૯૪. ૪ તેજ ૭,૯૫. ૫ હીરોડોટસ ૭,૯૬. ૬ તેજ ૭,૯૭.

**ઈરાની કાફલાના ઉતરતી પંકતીના અમલદારો**—ઉપલા મુખ્ય અમલદારો ઉપરાંત બીજા નીચલા ઉતરતી પંકતીના સરદારોની ટીપ પણ હીરોડોટસ આપી જાય છેઃ—

એનીસસનો બેટો ટેત્રામ્નીસટસ–સાઇડોનીયનોનો સરદાર, ટીરીયનોનો વડો સીરોમનો પુત્ર માપેન, એરેડીયનોનો સરદાર એગ્બાલનો છોકરો મરબાલ, સીલીશીયાનો રાજા ઓરોમેડોનનો બેટો સાયેનાસીસ, લીશાયનોનો વડીલ સીકાસનો પુત્ર કાઇબરનીસ્કસ, સાઇપ્રીયનોના સરદારો–ફર્સીસનો બેટો ગોર્ગસ અને ટીમાગોરાસનો પુત્ર ટીમોનાક્ષ, કારીયનોના હાકેમો–ટીમ્નીઝનો પુત્ર હીસ્તીયસ, સેલ્ડોમસનો પુત્ર પાઇગ્રીઝ અને કેન્ડોલીઝનો બેટો દામાસીથીમસ, તથા હેલીકર્નાસસની રાણી આર્તમીસીયા.[1]

**ઈરાની કાફલાની થર્મા તરફ કુચ**—દોરીસ્કસ ખાતેથી લંગર ઉપાડી હવેથી ઈરાની કાફલાએ એકેન્થસ તરફ હંકાર્યું. માર્ગમાં કીનારા ઉપર વસનારી પ્રજાઓને તે કાફલામાં જોડાવાની ઈરાનીઓએ ફરજ પાડી. એકેન્થસ ખાતેથી મહાત્મા જર્કસીસે પોતાના કાફલાને થર્માના અખાતમાં જઈ થોભવાનું ફરમાન બહાર પાડયું.[2] આથી ઈરાની કાફલાએ જર્કસીસને છોડી આગળ વધવા માંડયુ અને એથોસની નેહેર પસાર કરી માર્ગમાં મળતા એસા (Assa), પીલોરસ (Pilorus), સીન્ગસ (Singus), અને સાર્ટા (Sarta) ના શહેરો ખાતેની ટુકડીઓને સાથે લઈ, એમ્પીલસ (Ampelus) ની ભુશીર તે–ટોરોનીઅન લોકો (Toronæan) ના ભુશલાકા આગળથી વળાણુ લઈ, સીથોનીયા (Sithonia) ના કોસ્ટા ઉપર આવેલા ટોરોની (Torone), ગાલીપ્સસ (Galepsus), સર્મીલા (Sermyla), મેકીબર્ના (Mecyberna), અને ઓલીન્થસ (Olynthus) ના ગ્રીક શહેરો પાસેથી માણસો અને બારકસોની મદદ મેળવી તે કેનાસ્ત્રીયમ (Canastræum) ની ભુશીર આગળ આવી પહોંચ્યો.[3] ત્યાર પછી પાલીની (Pallene) ભુશલાકાના પોટીડી (Potidæa), એફીતીસ (Aphytis), નીઆપોલીસ (Neapolis), ઈગા (Æga–ઈજા), થીરામ્બસ (Therambus), કીયોની (Scione), મન્દી (Mende) અને સાની (Sane) ના શહેરો તથા થર્માના અખાત, ઉપર આવેલા લીપાકસસ (Lipaxus), કોમ્બ્રાઇઆ (Combreia), લીસી (Lisæ), ગીગોનસ (Gigonus), કામ્પ્સા (Campsa), સ્મીલા (Smila) અને ઈનીઆ (Ænea)

---

૧ હીરોડોટસ ૭,૯૮-૯૯. ૨ તેજ ૭,૧૨૧. ૩ હીરોડોટસ ૭,૧૨૨ ૧૨૩.

ના શહેરો એક પછી એક ઈરાની કાફલો પસાર કરતો ગયો. તે શહેરોએ પણ માણસો અને વહાણો ઈરાની કાફલામાં ભરતી કરવા મોકલી આપ્યા. ઈનીઆનું છેલ્લું શહેર પસાર કર્યાં બાદ ઈરાની કાફલાએ મીગ્ડોનીયા તરફ થર્માના અખાતમાં તથા એક્ષીયસ (**Axius**) નદી ઉપર આવેલા સીન્દસ (**Sindus**) અને કાલીસ્ત્રા (**Calestra**) ના બંદરો ખાતે આવી લંગર નાંખ્યું અને ત્યાં શાહાશાહ જર્કસીસની તે રાહ જોતો થોભ્યો.[1] તે રાજકર્તા દોરીસ્કસ ખાતેથી ઉપડી માર્ગમાં મળતી તમામ પ્રજાઓને ફત્તેહ કરતો થર્મા ખાતે આવી પહોંચ્યો અને ત્યાં ઈરાની લશ્કરે પણ છાવણી નાંખી.

**પેનીઉસ નદીના મુખની તપાસ**—થર્મા ખાતેથી એક સાઇડોનીયન બારકસ ઉપર સ્વાર થઇ, ઓલીમ્પસ અને ઓઝા (Ossa) ના પર્વતોની વચમાં આવેલા એક સાંકડા માર્ગમાંથી વહેતી પેનીઉસ (**Peneus**) નદીના મુખની તપાસ કરવા પોતાના કાફલાને થર્મા ખાતેજ થોભવાનો હોકમ આપી મહાત્મા જર્કસીસે તે તરફ હંકાર્યું[2] અને ત્યાં પુરતી તપાસ ચલાવ્યા પછી તે થર્મા તરફ પાછો ફર્યો.[3]

---

૧ હીરોડોટસ ૭,૧૨૩–૧૨૪. ૨ તેજ ૭,૧૨૮. ૩ તેજ ૭,૧૩૦.



# પ્રકરણ ૯ મું.

## આર્ટીમીશીયમના દરીયાઈ યુદ્ધો.

**ગ્રીકો સાથની પહેલી દરીયાઈ ઝપાઝપી.**—જે વખતે ઈરાની કાફલો તથા સૈન્ય થર્માં ખાતે હતા તે વખતે ગ્રીક શત્રુઓએ ઈરાનીઓને પોતાના દેશમાં દાખલ થતા અટકાવવા માટે એક લશ્કર થર્મોપીલીની પાસનો બચાવ કરવા અને એક કાફલો આર્ટીમીશીયમના બારામાં મોકલી આપ્યો.[1] આ આર્ટીમીશીયમનું બારૂં યુબીઆ (Eubœa) ના કીનારા ઉપર આવેલું હતું અને ત્યાં જવા માટે મેગ્નીસીયાના કીનારા અને સ્કીયાથસ (Sciathus) ના ન્હાના ટાપુ વચ્ચે આવેલી સાંકડી ખાડી ઈરાની કાફલાને વટાવવાની હતી.[2]

હવેથી ઈરાની કાફલાએ થર્માંનો અખાત છોડી આગળ વધવા માંડ્યું. એ કાફલાના ઘણીજ ઝડપી ચાલના ૧૦ બારકસોએ પ્રથમ સ્કીયાથસ તરફ હંકાર્યું. ત્યાં તેઓને ઈરાની કાફલાની હીલચાલ તપાસવા નીકળેલા શત્રુઓના ત્રણ લડાયક વહાણો સ્હામે મળ્યા. આ ત્રણ બારકસોમાંનું એક એથન્સનું, બીજું ટ્રીઝન (Trœzen) નું અને ત્રીજું ઈજીનાનું હતું. તેઓએ ઈરાની બારકસોને જોતાજ ન્હાસવા માંડ્યું.[3] પરંતુ ઈરાનીઓએ તેઓની પુંઠ પકડી. તેઓના હાથમાં પ્રથમ ટ્રીઝીનીયન બારકસ સપડાયું જે ઉપરના સર્વથી ખુબસુરત લડવૈયા લીઓ (Leo) નો તેઓએ સગનને માટે જીવ લીધો.[4] ત્યાર પછી ઈજીનાનું વહાણ પકડાયું જે ઉપરના સઘળા ખલાસીઓને તેઓએ ગુલામ બનાવ્યા. પરંતુ એ ખલાસીઓમાંનો એક પીથીઝ (Pythes) ઘણી બહાદુરીથી તેઓ સ્હામે લડ્યો હતો તેથી તેઓએ ત્હેને ઘણું માનઅકરામ આપ્યું.[5] એથીનીયનો તો પોતાના ઝાઝને પીનીઉસ નદીના મુખ આગળ મેલી ન્હાસી ગયા, આથી ઈરાનીઓએ તે બારકસ પણ કબજે કર્યું.[6]

ઉપલી ઝપાઝપી પછી ઉપલા ઈરાનીઓના ૧૦ બારકસોમાંથી ત્રણ ઝાઝોએ આગળ વધી સ્કીયાથસ અને મેગ્નીસીયા વચ્ચે આવેલી ખાડીમાં પાણી તળે છુપાયલા ખડકની ઉપર ઈરાની કાફલાને ચેતવણી આપવા એક પથ્થરનો સ્તંભ ઉભો કીધો[7] અને ત્યાર પછી તેઓ સઘળા ઈરાની કાફલાને પાછા જઈ મળ્યા.

---

૧ હીરોડોટસ ૭,૧૭૫. ૨ તેજ ૭,૧૭૬. ૩ તેજ ૭,૧૭૯, ૪ તેજ ૭,૧૮૦. ૫ તેજ ૭,૧૮૧. ૬ તેજ ૭,૧૮૨. ૭ તેજ ૭,૧૮૩.

**મેગ્નીસીયાના કાંઠા ઉપર થયલું દરીયાઈ તોફાન**—ઉપલી ઝપાઝપીની ખબર સમજતાજ ગ્રીક કાફલો ધાસ્તીમાં પડયો અને યુબીઆના પહાડો ઉપર થોડાક બાતમીદારો રાખી તે ચાલ્સીસ (Chalsis) તરફ ન્હાસી ગયો.

થર્મોપોલીથી એક દીવસની ચાલું સફર કરી ઈરાની કાફલો મેગ્નીસીયામાં આવેલા સીપીયાસ (Sepias) ના બારામાં આવી પહોંચ્યો [1] અને તેણે સીપીયાસના ભુશબાકા અને કાસ્થેનીઆ (Casthanœa) ના શહેરની વચ્ચે આવેલા સમુદ્ર કીનારા ઉપર પોતાના બારકસોની પહેલી હાર ચલાવી દીધી. પરંતુ તે કાંઠો ઘણો પહોળો નહી હોવાથી બાકીના બારકસોની આઠ હારો તો પાણીમાંજ લંગરો નાંખી પડી રહી. ઈરાની ફોજે રાત તો સહીસલામત પસાર કીધી. પરંતુ બીજે દીવસે પ્રભાત થતાજ શાંત અને સ્થીર સમુદ્રની જગા એક તોફાની દરીયાએ લીધી. એક જબરૂં તોફાન ઉભું થયું અને હેલેસ્પોન્ટીયાસ નામના જંગલી જોરવાળા તોફાની પવને પુર્વ તરફથી ફુંકવા માંડયું. તેની સામે ઈરાનીઓ નાચાર થઈ ગયા. જેઓ એ તોફાનથી વાકેફ હતા તેઓ તો પોતાના બારકસોને કીનારા ઉપર લઈ જઈ બચી ગયા. પરંતુ બીજાઓ તો તોફાનથી કોસ્ટા ઉપર ધસડાઈ જઈ, પેલીયોનના (Pelion) પર્વતની તળેટી આગળના તથા સીપીયાસના ભુશબાકા તથા મીલીબીઆ અને કાસ્થેનીઆના શહેરોના કીનારા ઉપર અથડાઈ ભીકાઈ નાશ પામ્યા.[2] ત્રણ દીવસ સુધી તે તોફાન નરમ પડયું નહીં. એ તોફાનમાં ઈરાની કાફલાના કમતીમાં કમતી ૪૦૦ મોટા લડાક બારકસો [3] અને બીજા બેસુમાર મછવાઓ અને વેપારી વહાણો નાશ પામ્યા. [4]

**ઈરાનીઓના ૧૫ બારકસોનો બુરો ફેંજ**—મેગ્નીસીયાના કીનારા ઉપરના દરીયાઈ તોફાનથી ઈરાની કાફલાને થયલા ભારે નુકશાનની ખબર યુબીઆના પહાડો ઉપરના બાતમીદારોએ ગ્રીક કાફલાને પહોંચાડી. આથી તે કાફલાના પગમાં પાછું જોર આવ્યું અને તેણે ફરીથી આર્ટીમીશીયમના બારામાં આવી લંગર નાંખ્યું.[5]

ઉપલું તોફાન નરમ પડતાજ ઈરાની કાફલાએ પોતાના બારકસો પાણીમાં ઉતારી સામે કીનારેના ગ્રીક કોસ્ટા તરફ હંકાર્યું અને મેગ્નીસીયાની ભુશીરની આસપાસ થઈ પેગાસી (Pagasæ) ના અખાત તરફ હંકારી ઈરાનીઓએ એફીટીના (Aphetæ) અખાતમાં લંગર નાંખ્યું.[6]

કહે છે કે એફીટી તરફની કુચ દરમીયાન ઈરાની કાફલાના ૧૫ બારકસો છેક પાછળ પડી ગયા. આ બારકસો આર્ટીમીશીયમ ખાતેના ગ્રીક કાફલાને ભુલમાં

---

૧ હીરોડોટસ ૭,૧૮૩. ૨ તેજ ૭,૧૮૯. ૩ તેજ ૭,૧૯૦. ૪ તેજ ૭,૧૯૧
૫ તેજ ૭,૧૯૨. ૬ હીરોડોટસ ૭,૧૯૩.

ઈરાની કાફલો સમજી તે તરફ હંકારી ગયા. ગ્રીક બારકસો તેઓની ભુલ પામી ગયા અને તેઓએ આગળ વધી તેઓને કેદ પકડયા. આ બારકસો ઉપરે ઈઓલી-સમાં આવેલા કાઈમી શહેરનો હાકેમ સેન્ડોકીઝ (Sandoces)[1], કારીયામાં આવેલા એલાબાન્દા શહેરનો રાજા એરીદોલીસ, પારીયન સરદાર પેન્થીલસ, વીગેરે પણ હતા. ગ્રીક શત્રુઓએ સઘળા ઈરાની કેદીઓથી ઈરાની કાફલાની સઘળી બાતમી મેળવી તેઓને કોરીન્થની સંયોગી ભુમી તરફ મોકલી આપ્યા.[2]

**ગ્રીક કાફલાની ન્હાસભાગ**—આર્ટીમીશીયમ ખાતે ભેગા મળેલા કાફલામાં એથીનીયનોના ૧૨૭, કોરીન્થીયનોના ૪૦, મેગારીયનોના ૨૦, ચાલ્સીડીઅનોના ૨૦, ઈજીનીટનોના ૧૮, સીકાયોનીયનોના ૧૨, લેસીડીમોનીયનોના ૧૦, ઈપીડો-રીયનોના ૮, ઈરીત્રીયનોના ૭, ટ્રીઝીનીયનોના ૫, સ્તીરીઅનોના ૨, અને કીઅનો (Ceans) ના ૪ તથા લોક્રીયનોના ૭[3] મળી ૨૮૦ લડાયક બારકસો હતા.[4] આ કાફલાની સરદારી યુરીબાયેડીઝ (Eurybiades) નામના સ્પાર્ટનના હાથમાં હતી.

આર્ટીમીશીયમ ખાતે જો કે ગ્રીક કાફલાએ પાછા ફરવાની હીમ્મત કીધી તો પણ જયારે એફીટીના અખાતમાં પડેલા ઈરાની કાફલાનું બળ ત્હેને જોયું ત્યારે શત્રુઓએ પાછી પોતાની હીમ્મત ખોઈ દીધી અને આર્ટીમીશીયમ છોડી ન્હાસવાની વેત્રણો કરવા માંડી.[5] આ ખબર સાંભળી યુબીઆના ટાપુના રે-વાસીઓ ગભરાતમાં પડયા. તેઓએ યુરીબાએડીઝને વીનંતી કીધી કે જયારે ગ્રીક કાફલો આર્ટીશીયમ છોડી જશે ત્યારે તેઓ આશ્રા વીનાના થઈ પડશે માટે તેઓ જયાં સુધી પોતાના છોકરાં છૈયાઓને કોઈ સલામતી ભરી જગા ઉપર લઈ જાય ત્યાં સુધી ગ્રીક કાફલાએ થોભી જવું. પરંતુ યુરીબાએડીઝને એટલો બધો ગભરાટ છુટયો હતો કે ત્હેણે તેમ કરવાની સાફ ના પાડી. આથી તેઓએ શત્રુઓના કાફલામાંના એથીનીયન બારકસોના સરદાર થેમીસ્ટોકલીઝને લાંચ આપી ત્હેની મારફતે તે કાફલાને થોડાક દીવસ થોભા રાખ્યો.[6]

**બીજા તોફાનમાં નાશ પામેલા ૨૦૦ ઈરાની બારકસો**—જયારે ઈરાની કાફલો એફીટી ખાતે આવી પોહોંચ્યો ત્યારે ત્હેણે આર્ટીમીશીયમ ખાતેના ગ્રીક કાફ-લાની ન્હાની સંખ્યા જોઈ ત્હેને ઘેરી લઇ ત્હેનો નાશ કરવાનો ઈરાદો કીધો.[7] આથી તેઓએ શત્રુઓ રહામે એકદમ ધસી નહી જતા ૨૦૦ બારકસોનો એક કાફલો—કીયાથોસના ટાપુની આગળથી છુપાછુપ પસાર થઈ, કાફારેઉસ (Caphareus) અને ઝીરીસ્તસ (Geræstus) ના યુબીઆની અગ્નેયી

૧ હીરોડોટસ ૭,૧૯૪. ૨ તેજ ૭,૧૯૫. ૩ તેજ ૮, ૧. ૪ તેજ ૮, ૨. ૫ તેજ ૮, ૪. ૬ હીરોડોટસ ૮, ૫. ૭ તેજ ૮, ૬.

દીશાએ તથા ત્હેની છેક દક્ષીણે આવેલા બે ભુશશ્તકાઓ વટાવી જઈ, યુબીઆ અને ગ્રીસ વચ્ચેની ખાડીના દક્ષીણ તરફના છેડા ઉપર આવેલા યુરીપસ (Euripus) શહેર તરફથી યુબીઆ ટાપુને ચક્રાવો લઈ ગ્રીક કાફલાને ઘેરી લેવા મોકલ્યો. [૧] કહે છે કે ઈરાની કાફલાની આ હીલચાલની ખબર સ્કીલીયાસ (Scyllias) નામના એક વહાણવટીએ એરીટી અને આર્ટીમીશીયમ વચ્ચેનો દરીયો તરી જઈ ગ્રીક કાફલાને પહોંચાડી.[૨] આથી શત્રુઓએ મધ્ય રાતે આર્ટીમીશીયમ છોડી ઉપલા ૨૦૦ ઈરાની બારકસો સાથે લડવાનો ઠરાવ કીધો. પરંતુ સાંજ પડતાં તેઓએ પોતાનો વીચાર ફેરવી નાંખ્યો અને ખુદ એરીટી ખાતેનાજ મુખ્ય ઈરાની કાફલા ઉપર હુમલો કરવાનું નકકી કીધું.[૩]

**આર્ટીમીશીયમનું પહેલું દરીયાઈ યુધ્ધ**—નીશાન થતાજ ગ્રીક નાવીકોએ પોતાના બારકસોના સુકાન તરફના ભાગો પાસે પાસે લાવી તે વહાણોની નાળો સઘળી બાજુએ ઈરાનીઓ તરફ રાખી આગળ વધવા માંડયું. બીજી નીશાન જોતાંજ તેઓ ઈરાની કાફલા સાથે યુધ્ધમાં જોડાયા. છેક અંધારૂં થયું ત્યાં સુધી તેઓ લડયા તો પણ લડાઈનું કશું પરીણામ આવ્યું નહી. આખરે રાત્રી પડતા ગ્રીકો આર્ટીમીશીયમ ખાતે અને ઈરાનીઓ એરીટી તરફ પાછા ફર્યાં. એ વગર હાર જીતના જંગમાં ઈરાનીઓના ત્રીસ વહાણો શત્રુઓના હાથમાં ગયા અને સાલામીસના રાજા ગોર્ગસના ભાઈ કર્સીસનો બેટો ફીલાઓન (Philaon) તેઓના હાથમાં કેદ પકડાયો. [૪]

એજ દીવસે અંધારૂ થતા ભારે વરસાદ પડવા લાગ્યો. વીજળીના ચમકારા અને કાન ફાડી નાંખે એવા વાદળીના ગડગડાટ સાથે ધોધમાર વરસાદના પડવાથી ઈરાનીઓનો ઘણો બુરો હાલ થયો. સેગનીસીયાના તોફાનમાં નાશ પામેલા ઈરાનીઓના મુડદાંઓ અને જોખમાયલા બારકસોના ભાંગેલા ટુકડાઓ એરીટી તરફ ઘસડાઈ આવ્યા અને તેઓ ઈરાની વહાણોની નાળોની આસપાસ ફરી વળવાથી ઈરાની નાવીકો માટે હલેસાં મારવાનું પણ મુશ્કેલ થઈ પડયું. ભારે વરસાદથી નદી નાળાંઓ ઉભરાઈ જવાથી દરીયામાં પાણીનો જબરો ધસારો થયો અને તેથી ઈરાની બારકસો ઘસડાવા લાગ્યા. આખી રાત ઈરાનીઓએ ફીકર ચીંતામાં પસાર કીધી.[૫]

એથી વધારે બુરો હાલ તો યુબીઆનો ચક્રાવો લેવા ગયલા ૨૦૦ ઈરાની બારકસોનો થયો. તેઓ યુબીઆના કાસ્ટા ઉપર આવેલી 'હોલોસ' (Hollows—નીખ—નેહેર) નામની જગા આગળથી હંકારી જતા હતા એટલામાં તોફાની પવને

---

૧ હીરોડોટસ ૮, ૭. ૨ તેજ ૮, ૮. ૩ તેજ ૮, ૯. ૪ તેજ ૮, ૧૧. ૫ હીરોડોટસ ૮, ૧૨

ફુંકવા માંડયું અને ધોધમાર વરસાદ પડવા લાગ્યો. પવનના ઝપાટા સપાટાથી તેઓ જેમ તેમ ધપડાવા લાગ્યા અને છેવટે કોઇ ખડકો સાથે અથડી સદંતર નાશ પામ્યા.[૧]

**આર્ટીમીશીયમનું બીજું દરીયાઈ યુધ્ધ**—ઇરાની કાફલા ઉપર આવી પડેલી આફતોથી ગ્રીક કાફલાના જોરમાં વધારો થયો. વળી એજ વખતે એથીનીયનોએ અનામત રાખેલા ૫૩ બારકસો શત્રુઓને આવી મળ્યા. આથી તો તેઓને બેવડી ખુશાલી ઉપજી. તેઓએ બીજે દીવસે પણ પહેલા દીવસની માફક સાંજ પડતાં ઈરાની કાફલા ઉપર હુમલો કીધો. આ વખતે તેઓએ કેટલાક સોલીશીયન બારકસો ડુબાવ્યા અને રાત્રી પડતાં તેઓ પાછા આર્ટીમીશીયમના બારામાં ભરાઇ બેઠા.[૨]

**આર્ટીમીશીયમનું ત્રીજું ખુનખાર યુધ્ધ**—ત્રીજે દીવસે ઈરાનીઓએ ગ્રીક કાફલાની રાહ જોઇ નહી. પરંતુ બપોર થતાજ તેઓએ પોતાના લંગરો ઉપાડયા અને પોકારો મારી એક બીજાને ઉતેજન આપતા આગળ વધ્યા.[૩] તેઓએ અરધા ચંદ્રના આકારમાં પોતાના વહાણોને લઇ જઈ શત્રુઓને ઘેરી લેવા માંડ્યા કે જેથી તેઓ ન્હાસવા પામે નહી. શત્રુઓએ જ્યારે ઈરાનીઓને ધસી આવતા જોયા ત્યારે તેઓ પણ તેઓની સ્હામે થયા. હવે બન્ને કાફલાઓ વચ્ચે જબરૂં યુધ્ધ જાગ્યું. ઇરાની કાફલાની મ્હોટી સંખ્યાને લીધે જો કે જગાની તંગાસથી ઈરાની બારકસો અવારનવાર એક બીજા સાથે અથડી પડતા અને તેઓના કામમાં ખલલ થતી તોપણ તેઓ ઘણી બળાત્વારીથી લડયા. શત્રુઓના ઘણા માણસો તથા વહાણો નાશ પામ્યા.[૪] એથીનીયનોના તો અરધા ઉપર બારકસો ખોખરા થઇ ગયા.[૫] ઈરાનીઓ તરફથી ઈજીપ્શીયનો ઘણી બહાદુરીથી લડયા અને તેઓએ શત્રુઓના પાંચ વહાણો સઘળા ખલાસીઓ તથા લડાઇના સરંજામ સાથે કેદ પકડયા. શત્રુઓ તરફથી એથીનીયનોએ ભારે બળાત્વારી દેખાડી.[૬] આ યુધ્ધમાં બન્ને હરીફો એટલા તો થાકી ગયા હતા કે અંધારૂ થતાજ તેઓએ પોતપોતાની જગા ઉપર ભારે ખુશાલી સાથે જવા માંડ્યું.

**પાર્સીઓની ઝળકતી જીત; શત્રુઓની ન્હાસભાગ**—આર્ટીમીશીયમના છેલ્લા યુધ્ધમાં ગ્રીક શત્રુઓ એટલા તો ખોખરા થઇ ગયા હતા કે તેઓએ હવે વધુ વાર થોભવામાં સાર જોયો નહી. વળી એજ વખતે થર્મોપીલી ખાતે થયલા ખુનખાર યુધ્ધમાં ઈરાનીઓની મહાભારત ફતેહ થવાની ખબર[૭] મળવાથી તો તેઓના હોશકોશ ઉડી ગયા. આથી શત્રુઓએ યુબીઆના ટાપુમાંના સઘળા ઢોરોનો પ્રથમ નાશ કીધો.[૮] કે જેથી તેઓ ઇરાનીઓના હાથમાં જાય નહી અને ત્યાર પછી આર્ટીમીશીયમ છોડી ન્હાસવા માંડ્યું. એ ન્હાસભાગ દરમીયાન એથીનીયન

---

૧ હીરોડોટસ ૮, ૧૩. ૨ તેજ ૮, ૧૪, ૩ તેજ ૮, ૧૫. ૪ હીરોડોટસ ૮, ૧૬. ૫ તેજ ૮, ૧૮. ૬ તેજ ૮, ૧૭. ૭ તેજ ૮, ૨૧. ૮ તેજ ૮, ૧૯.

નૌકાસેનાધીપતી થેમીસ્ટોકલીઝે–પોતાની જોડે થોડાક સર્વથી વધુ ચપળ નાવીકોને લઈ પોતાના કાફલાથી છુટાં પડી, કાફલાને પાણી લેવાની દરેક જગે કાંઠા ઉપરના ખડકો ઉપર ઈરાની કાફલાના આયોનીયન અને કારીયન ખલાસીઓને ઈરાનનો પક્ષ તજી ગ્રીકોને મદદ કરવા ઉશ્કેરવા માટે લેખો કોતરાવ્યા. [1] આ લેખો કોતરાવવાની મતલબ એવી હતી કે જો તે લેખો વાંચી મજકુર આયોનીયનો અને કારીયનો ઈરાનનો પક્ષ તજી દે તો ગ્રીકોને ફાયદો થાય અને જો તેઓ તેમ નહી કરે તોપણ ઈરાનીઓને તો તેઓ માટે શક પેદા થાય. આર્ટીમીશીયમ ખાતેથી ન્હાસી ગ્રીક કાફલાએ સાલામીસના બારામાં જઈ આશ્રો લીધો. [2]

**ફલેરમ તરફ સમુદ્રયાત્રા**—ગ્રીક કાફલાની ઉપલી ન્હાસભાગની ખબર હીસ્તીઇઆ (**Histiœa**) ના એક શખ્સે ઈરાની કાફલાને પહોંચાડી. પરંતુ ઈરાનીઓએ ત્હેની વાત માની નહી. આથી તેઓએ ત્હેને રોકી રાખી ખરી બીનાથી વાકેફ થવા પોતાના કેટલાક ઝડપી ચાલના બારકસો આર્ટીમીશીયમ તરફ રવાના કીધા. આ બારકસોથી સઘળી હકીકત જાણી હવેથી ઈરાનીઓએ એરીટ્રી છોડી આર્ટીમીશીયમનો બીજેજ દીવસે સહવારે કબજો લીધો અને બપોર પછી આગળ વધી તેઓ હીસ્તીઇઆ જઈ પહોંચ્યા. તેઓએ તે શહેર તથા હીલોપીયા (**Hellopia**) ના જીલ્લાના સઘળા ગામડાઓ સર કીધાં. [3]

હીસ્તીઇઆ ખાતેથી શાહાનશાહ જર્કસીસના હોકમથી ઈરાની કાફલાના નાવીકો તથા લડવૈયાઓ થર્મોપીલીની રણભુમીની મુલાકાતે ગયા. હીરોડોટસ કહે છે કે ઈરાની કાફલાના નાવીકોએ એટલી તો મ્હોટી સંખ્યામાં તે રણક્ષેત્રની મુલાકાતે જવા માંડ્યું કે તેઓને લઈ જવા માટે પુરતી હોડીઓ પણ મળી શકી નહી.[4] ઈરાની કાફલો હીસ્તીઇઆ ખાતે ત્રણ દહાડા થોભ્યો અને ત્યાર પછી યુરીપસ પસાર કરી બીજા ત્રણ દીવસમાં તે ફાલેરમ (**Phalerum**) ના બારામાં આવી પહોંચ્યો [5] (ઈ૦ પુ૦ ૪૮૦).

**એથન્સનો નાશ**—થર્માં છોડ્યા પછી મહાત્મા જર્કસીસે થેસેલી તાબે કીધું અને એટલીયા તથા માલીસના પ્રગણાઓ જીતી લીધા. થર્મોપીલીના ફત્તેહમંદ યુધ્ધ પછી ઈરાનીઓએ ફોસીસ તથા લોકસના બીજા બાર પ્રાંતો જીતી ઉજજડ વાળ્યા. ત્યાર પછી તેઓએ થેસપીયન અને પ્લેટેયન લોકોના શહેરો સર કરી ફના કીધા. વળી ડેલ્ફીનું જગપ્રસીધ્ધ દેહેરૂં પણ તેઓએ બાળી નાંખ્યું. ત્યારબાદ બીઓશીયાનો પ્રાંત તેઓને તાબે થયો અને છેવટે એટીકામાં દાખલ થઈ તેઓએ એથન્સનું નામીચું સખ્કશ શહેર સર કરી, લુંટી, બાળી નાંખ્યું (ઈ૦ પુ૦ ૪૮૦).

---

૧ હીરોડોટસ ૮, ૨૨. ૨ તેજ ૮, ૪૦. ૩ હીરોડોટસ ૮,૨૩. ૪ તેજ ૮,૨૫
૫ તેજ ૮,૬૬.

# પ્રકરણ ૧૦ મું.

—:૦:—

## સાલામીસનું ખુનખાર દરીયાઈ યુદ્ધ.

—:૦:—

**સાલામીસ ખાતેનો ગ્રીક કાફલો**—આર્ટીમીશીયમ ખાતેથી માર ખાઇ ન્હાસી આવી એથીનીયનોની અર્જ બહાલ રાખી ગ્રીક કાફલાએ સાલામીસના બારામાં લંગર નાંખ્યું [1] અને ત્યાંજ ગ્રીક કાફલાના અમલદારોની એક સભા મળી. એ કાફલાના વડા નૌકાસેનાધીપતી યુરીબાઇડીઝ તથા બીજા અમલદારોમાંના મ્હોટા ભાગની મરજી પેલોપોનીસસના બચાવ અર્થે કોરીન્થની સંયોગીભુમી તરફ ગ્રીક કાફલાને લઇ જવાની હતી. [2] પરંતુ મહાત્મા જર્કસીસની એટીકા ઉપરની ચઢાઇ આગમચ સઘળા એથીનીયન બૈરા છોકરાંઓને સાલામીસના ટાપુ ખાતે લઇ જવામાં આવેલા હોવાથી [3] એથીનીયન બારકસોના વડા થેમીસ્ટોકલીઝે યુરીબાઇડીઝની મુલાકાત લઇ ત્હેને સમજાવ્યો કે ગ્રીકોએ કોરીન્થ તરફ જવું નહી પણ સાલામીસના ટાપુ આગળજ થોભી જઇ ત્યાંજ ઇરાનીઓ સ્હામે લડવું. પરંતુ યુરીબાઇડીઝે ત્હેની અરજ કબુલ કીધી નહી. આથી ત્હેણે ત્હેને ધમકી આપી કે જો સાલામીસ ખાતેથી ગ્રીક કાફલો ઉપડી જશે તો એથીનીયનો પોતાના સઘળા બારકસો છુટા પાડીને ઇટલી તરફ હંકારી જઇ ત્યાં એક સંસ્થાન વસાવશે. આ ધમકીની પુરતી અસર થવા પામી અને કોરીન્થના અમલદારોની ગમે તેવી કોશીશો છતાં યુરીબાઇડીઝે સાલામીસ ખાતેજ થોભા જવાનું કબુલ કીધું. [4] પરંતુ ત્યાર પછી મળેલી બીજી સભામાં તેઓનો વીચાર ફેરવાતો જોઇ થેમીસ્ટોકલીઝે પોતે મહાત્મા જર્કસીસનો કેટલોક મ્હોટો મદદગાર હોય તેમ ત્હેની ઉપર એક જાસુસ મોકલી ત્હેને ખબર આપી કે ગ્રીક કાફલા ઉપર જો ઇરાનીઓએ ફત્તેહ મેળવવી હોય તો તેઓએ વગર ઢીલે શત્રુઓ ઉપર હુમલો કરવો, નહી તો, તેઓ કોરીન્થ તરફ ન્હાસી જશે.[5] કહે છે કે આ ખબરને ખરી માની મહાત્મા જર્કસીસે સાલામીસ ખાતેના ગ્રીક કાફલાને ઘેરી લેવા પોતાના કાફલાને તરત રવાના કીધો. આથી તે બન્ને કાફલાઓ વચ્ચે તે ટાપુના બારામાંજ જબરી લડાઇ થઇ (સપ્ટેમ્બર ખ્રી૦ પુ૦ ૪૮૦).

**ગ્રીક કાફલાનું બળ**—સાલામીસ ખાતે ભેગા મળેલા ગ્રીક કાફલાના બારકસોની સંખ્યા આર્ટીમીશીયમ ખાતેના બારકસોની

---

૧ હીરોડોટસ ૮,૪૦. ૨ તેજ ૮,૫૬. ૩ તેજ ૮,૪૧. ૪ તેજ ૮,૫૭ થી ૬૩
૫ તેજ ૮,૭૫.

સંખ્યા કરતાં વધુ હતી. એ કાફલામાં જુદાં જુદાં ગ્રીક શહેરો અને રાજ્યોએ નીચે મુજબ બારકસો મોકલી આપ્યા હતાઃ—

| | | | | | |
|---|---|---|---|---|---|
| લેસીડીમોનીયનોઃ | ૧૬, | કોરીન્થીયનો | ૪૦, | સીકાયોનીયનો | ૧૫, |
| એપીડોરીયનો | ૧૦, | ટ્રોઝીનીયનો | ૫, | હરમીયોનીયનો | ૩, |
| એથીનીયનો | ૧૮૦, | મેગારીયનો | ૨૦, | એમ્બ્રાશ્યોતો | ૭, |
| લીયુકેડીયનો | ૩, | ઇજીનીટનો | ૩૦, | ચાલ્સીડીઅનો | ૨૦, |
| ઈરીત્રીયનો | ૭, | કીઓસના | ૨, | નેક્ષોસના | ૪, |
| સ્તીરીઅનો | ૨, | સીથ્નીયનો | ૧, | કોટોનાનું | ૧, |
| મેલીયનો | ૨, | સીફીનયનો | ૧, | તથા સેરીફીયનો | ૧, |

કુલ્લે ૩૭૮ [1]

ગ્રીક નાટકકાર કવી ઈસ્કીલસ (Æschylus) ગ્રીક કાફલાના બારકસોની સંખ્યા ૩૦૦ ની જણાવે છે. [2] થીયુસીડાઇડીઝ મુજબ ત્હેની સંખ્યા ૪૦૦ ની [3] અને તવારીખ નવેશ ટીસ્યસ મુજબ ૭૦૦ ની હતી.

**પાર્સી કાફલાના સરદારોની સભા**—ફાલેરમ ખાતે ઇરાની કાફલો આવી પહોંચ્યા બાદ તે કાફલાના સરદારોના લડાઈ બાબે વીચાર જાણવા માટે મહાત્મા જર્કસીસે તે કાફલાની મુલાકાત લઇ તેઓની એક સભા બોલાવી. ત્હેણે પોતે એક ઉંચા તખ્ત ઉપર બેઠક લીધી અને ત્હેના તેડાને માન આપી ઈરાની કાફલાના સઘળા કપ્તાનો અને જુદી જુદી પ્રજાઓના તાબેદાર રાજ્યકર્તાઓ ત્હેની સન્મુખ હાજર થયા. તેઓએ પોતાના દરજ્જા મુજબ બેઠકો લીધી. સર્વથી પહેલા સાઈડાનનો રાજા અને ત્હેની પછી ટાયરનો પાદશાહ અને ત્યારબાદ બીજા સરદારો પોતાની પદવી પ્રમાણે ગોઠવાયા પછી શાહાનશાહ જર્કસીસના હોકમથી સપેહસાલાર માર્દોનીયસ દરીયાઇ યુધ્ધમાં ઉતરવું કે નહી તે બાબે દરેકની આગળ વારાફરતી જઇ તેઓનો વીચાર પુછવા લાગ્યો. સઘળાઓએ લડાઇમાં ઝીપલાવવા માટે પોતાની મરજી દેખાડી. પરંતુ હેલીકર્નાસસની રાણી આર્ટીમીશીયાએ લડાઈમાં નહી ઉતરતા ગ્રીકોને આપસઆપસમાં મારામારી કરવા દઇ વીખરાઇ જવા દેવાની સલાહ આપી. તોપણ પોતાના સરદારોની મ્હોટી સંખ્યાની ઇચ્છાને માન આપી ત્હેણે લડાઈમાં ઉતરવાનો નક્કી ઠરાવ કીધો. એ વખતે વળી ત્હેને થેમીસ્તોકલીઝનો મજકુર સદેશો મળ્યો

---

૧ હીરોડોટસ ૮,૪૨ થી ૪૮. ૨ જુઓ ત્હેનો 'Persians' નામનો નાટક. ૩ જુઓ ત્હેની "પેલોપોનીશીયન વોર" પ્ર૦ ૭૪, પુસ્તક પહેલું.

જેથી ત્હેણે સાલામીસ ખાતે જઇ ગ્રીક કાફલાને ઘેરી લેવાનો ઇરાદો કીધો.[૧] ત્હેનાં હોકમથી ઇરાની કાફલાએ ફાલેરમ છોડી સાલામીસ તરફ હંકાર્યું[૧] અને રાત પડતાં તે તરફ પહોંચી જઇ ઇરાનીઓએ સાલામીસનું બારૂં ઘેરી લઇ તેઓ ત્યાં લંગર નાંખી પડ્યા.[૨] એજ વખતે તેઓએ એટીકા અને સાલામીસના ટાપુની વચ્ચે આવેલા સાઇટલીઆ (**Psyttaleia**) નામના ન્હાના ટાપુ ઉપર સાલામીસ ખાતેથી શત્રુઓને ન્હાસી જતા અટકાવવા માટે એક ઇરાની ફોજ ઉતારી.[૩]

**ઇરાની કાફલાના બારકસોની સંખ્યા**—હીરોડોટસ કહે છે કે સાલામીસની લડાઇ વેળા ઇરાની કાફલાના બારકસોની સંખ્યા મેગ્નીસીયાના તોફાનની આગમજના જેટલીજ યાને ૧૨૦૭ ની હતી,[૪] કારણ કે જોકે મેગ્નીસીયા ત્થા યુબીઆ તરફના તોફાનોમાં તે કાફલાના ૬૦૦ થી વધુ બારકસો નાશ પામ્યા હતા તોપણ તે ખોટ તો, ત્યાર પછી દરીયાના કાંઠા ઉપરની તાબેદાર ગ્રીક પ્રજાઓ ત્થા ઈજીયન ટાપુઓના રહેવાસીઓએ મોકલેલા વહાણોથી પુરાઇ ગઈ હતી. પરંતુ ત્હેના આ લખાણમાં બીલકુલ સચાઇ નથી. આપણે ઉપર જોઇ ગયા છીયે કે પાંચ વર્ષની ભારે તૈયારી પછી ડોરીયન, કારીયન, આયોનીયન, ઇયોલીયન, હેલેસ્પોન્તીયન અને દરીયાના ટાપુઓમાંના ગ્રીકોએ કુલ્લે ૩૭૭ લડાયક બારકસો મોકલી આપ્યા હતા. પરંતુ તેમ કરતા તો તેઓ ખાખાવરખા થઇ ગયા હતા. ત્યારે ચાર મહીનાની ટુંક મુદ્દતમાં ગ્રીસના કોસ્ટા ઉપરના કે દરીયાના ટાપુઓમાંના ગ્રીક લોકો લગભગ ૭૦૦ બારકસો પુરા પાડે એ કદી માન્યામાં આવે નહી. વળી એ ગ્રીક લોકો ઘણાજ કંગાલ હોવાથી ભાગ્યે તેઓએ ૫૦ વહાણો પણ પુરા પાડ્યા હોય! ત્યારે જો આપણે મેગ્નીસીયાના તોફાનમાં નાશ પામેલા ઓછામાં ઓછા ૪૦૦ બારકસો, યુબીઆ તરફ ફના થયલા ૨૦૦ વહાણો, ત્થા એપીટીના તોફાન અને આર્ટીમીશીયમની લડાઇઓમાં ખોઈ દીધેલા લગભગ ૫૦ ઝાઝો ૧૨૦૭ ની સંખ્યામાંથી બાદ કરી તેમાં પાછળથી ગ્રીકોએ પુરા પાડેલા ૫૦ વહાણો ઉમેર્યે તો ઇરાની કાફલાના બારકસોની સંખ્યા ૬૦૭ થી થવા જાય છે.

હવે બીજા તવારીખનવેશો તો ઇરાની બારકસોની સંખ્યા હીરોડોટસ કરતાં ઓછી જણાવે છે. ટીસ્યસ અને પ્લેટો મુજબ જે વખ્તે જર્કસીસે ગ્રીસ ઉપર ચઢાઇ કીધી ત્યારે ત્હેના કાફલાના બારકસોની સંખ્યા ૧૦૦૦ ની હતી. આ ૧૦૦૦ બારકસોમાંથી જો જુદાં જુદાં તોફાનોમાં નાશ પામેલા ૬૦૦ કરતાં વધુ વહાણો કાઢી નાંખ્યે તો ફક્ત ૪૦૦ બારકસોનો ઇરાની કાફલો રહેવા પામે.

---

૧ હીરોડોટસ ૮,૬૭ થી ૬૯. ૨ તેજ ૮,૭૦. ૩ તેજ ૮,૭૬. ૪ તેજ ૮,૬૬.

આથી આ સંખ્યા થીયુસીડાઇડીઝે ગ્રીક બારકસોની જણાવેલી સંખ્યા જેટલી થવા જાય છે. આ ગણત્રીને ખુદ હીરોડોટસના લખાણ ઉપરથી પણ ટેકો મળે છે કારણ કે જો ઇરાની દરીયાઇ વહાણોની સંખ્યા ૧૨૦૭ જેટલી હોય તો મહાત્મા જર્કસીસને શત્રુઓ સ્હામે લડવું કે નહી તે બાબે ગંભીર વીચાર ચલાવવા સભા બોલાવવીજ શાની પડે ? વળી હીરોડોટસ કહે છે કે સાલામીસના યુધ્ધ પછી ઇરાની કાફલો ગ્રીસ છોડી ચાલી ગયો હતો. પણ જો ત્હેની ગણત્રી ખરી હોય તો ડાયોડોરસ મુજબ સાલામીસના યુધ્ધમાં ૨૦૦ ઇરાની બારકસો નાશ પામ્યા છતાં તેઓની સંખ્યા ૧૦૦૭ જેટલી રહેવા પામે તો પછી ઇરાની કાફલો શત્રુઓથી ડરી એશીયા ચાલી શું કામ જાય ? બીજે ઠેકાણે હીરોડોટસ લખે છે કે સાલામીસની લડાઈ પછી મહાત્મા જર્કસીસે ઇરાની કાફલાને હેલેસ્પોન્ટનો પુલ બચાવવા મોકલી આપ્યો. પણ જો બચેલા ઇરાની કાફલાની સંખ્યા ૧૦૦૭ ની હોય તો જર્કસીસને સઘળો કાફલો હેલેસ્પોન્ટ તરફ રવાના કરવાનું શું કામ પડે ? વળી જ્યારે સામોસ ખાતે ઇરાની કાફલો પાછો ભેગો મળ્યો ત્યારે ઇરાની બારકસોની સંખ્યા "આયોનીયનોએ પુરા પાડેલા બારકસો મળી" ફકત ૩૦૦ નીજ હતી ![૧] ત્યારે લગભગ બીજા ૭૫૦ બારકસો કયાં ગયા ? એ મુજબ હીરોડોટસ પોતાની ગણત્રી પોતેજ ખોટી પાડે છે ! સાચાઇ કદી છુપી રહેતી નથી અને તે સત્યતા ખુદ હોરોડોટસ જેવા દેશાભીમાની એકતરફી તવારીખ નવેશને મોંઢેજ બહાર પડે છે ! યુબીઆ તરફ તોફાનમાં નાશ પામેલા ઇરાની બારકસોએ ખમેલી હાડમારીનું વર્ણન આપી તે ઇતીહાસકરતા ટીકા કરે છે કે—

**"Heaven so contriving, in order that the Persian fleet might not greatly exceed the Greek, but be brought nearly to its level."** [૨]

"આસમાને એવી તદબીર કીધી કે જેથી ઇરાની કાફલો ગ્રીક કાફલા કરતાં અતીશ્ય વધારે નહી રહેતા ત્હેની લગભગ બરોબરીનો થવા જાય."

હવે જો ગ્રીક કાફલાના બારકસોની સંખ્યા ૭૭૮ ની હોય અને ઇરાની કાફલાના બારકસોની સંખ્યા ૧૨૦૭ ની હોય તો બન્ને કાફલાના બારકસોની સંખ્યા બરાબર કેમ થવા પામે ? માટે મ્હારા આધીન મત મુજબ ઇરાની વહાણોની સંખ્યા ઘણામાં ઘણી ૬૦૦ ની હોવી જોઇએ.

---

૧ હીરોડોટસ ૮,૧૩૦.

૨ જુઓ Every Man's Library ના classical વીભાગમાં Rawlinson (રોલીનસને) કીધેલો 'હીરોડોટસ' નો તરજુમો પુ૦ ૮, પ્રે૦ ૧૩, પાનું ૨૨૦ મું.

**સાલામીસનું યાદગાર દરીયાઈ યુધ્ધ**—હવેથી સાલામીસના બારામાં ઈરાનીઓ અને ગ્રીકો વચ્ચે એક યાદગાર ખુનખાર યુધ્ધ જાગ્યું. એ યુધ્ધનું અવલોકન કરવા મહાત્મા જર્કસીસે એટીકાના કીનારા ઉપર પોતાની બેઠક લીધી હતી. હવે ઈરાની કાફલાથી પોતાને ઘેરાઇ જતા જોઇ ગ્રીક બારકસો સાલામીસનો કીનારો છોડી દરીયે પડયા કે ઈરાની બારકસોએ તેઓ ઉપર હુમલો કીધો. આથી તેઓનો મ્હોટો ભાગ કીનારા તરફ પાછો નાઠો. પરંતુ એટલામાં એથીનીયનોમાંના એક કપ્તાને પોતાના કાફલાની સફમાંથી બહાર ધસી જઇ ઈરાનીઓના એક બારકસ ઉપર હુમલો કીધો અને તેઓ લડવામાં એટલા તો રોકાઈ ગયા કે છેવટે બાકીના ગ્રીક બારકસોને પેલા એથીનીયન કપ્તાનની મદદે દોડવું પડયું.[૧] આથી હવે બન્ને હરીફો વચ્ચે ખુનખાર યુધ્ધ જામ્યું. ગ્રીક કાફલાની છેક પશ્ચીમ છેડે એથીનીયનોના બારકસો હતા તેઓ સ્હામે ફીનીશીયન વહાણો થયા જ્યારે પીરીયુસ તરફ પુર્વ બાજુએ લેસીડીમોનીયનો સ્હામે આયોનીયનો લડવા લાગ્યા.[૨] આ યુધ્ધમાં જોકે ઇરાનીઓ આર્ટીમીશીયમના યુધ્ધો કરતાં વધારે બળત્વારીથી લડયા અને જોકે દરેક ઈરાની નાવીકે મહાત્મા જર્કસીસની બીહીકથી પોતાથી બની શકતું કીધું તે છતાં ઈરાની કાફલાના બારકસોમાંનો મ્હોટો ભાગ અશક્ત થઇ પડયો. ઈરાનીઓએ પોતાના બારકસોને ત્રણ હારોમાં એકએકની પાછળ ગોઠવ્યા હતા. આ હારોમાંની પહેલી હાર જયારે માર ખાઈ પાછળ હટવા લાગી ત્યારે બીજી હારના બારકસોએ માન ખાટી જવા આગળ વધવા માંડયું. પરંતુ જગાની તંગાસ તથા ગેર બંદોબસ્તને લીધે ઈરાની બારકસો એક બીજાની સાથે અથડી નાશ પામવા લાગ્યા. વળી ઈરાનીઓને તરવાનો હુન્નર માલમ નહી હોવાથી પણ ઘણા ઈરાનીઓ ડુબી મુઆ જયારે ગ્રીક નાવીકો તેથી માહીતગાર હોવાથી તેઓ તો તરીને સાલામીસના કાંઠા ઉપર સહીસલામત જઇ શકતા.[૩] વળી ઈરાની બારકસોની સ્હામેજ પવન ફુંકતો હોવાથી તેઓ માટે આગળ વધવાનું મુશ્કેલ થઇ પડયું હતું. આથી છેવટે તેઓએ હાર ખાઇ ફાલેરમ તરફ ન્હાસવા માંડયું અને ત્યાં જઇ તેઓએ જમીન ઉપરના ઈરાની લશ્કરના આશ્રામાં લંગરો નાંખ્યા.[૪]

આ યુધ્ધમાં એન્ડ્રોદામાસના પુત્ર થીઓમેસ્ટર (Theomestor) અને હીસ્તીયસના બેટા ફીલેકસે (Phylacus) બહુ બહાદુરી દેખાડવી. આથી પાછળથી મહાત્મા જર્કસીસે પહેલાને સામોસની હાકેમી અને પાછલાને મ્હોટી જાગીરી બક્ષી હતી.[૫] વળી હેલીકર્નાસસની રાણી આર્ટીમીશીયાએ પણ ઘણી બળત્વારી બતાવી

---

૧ હીરોડોટસ ૮,૮૪. ૨ તેજ ૮,૮૫.
૩ હીરોડોટસ ૮,૮૯. ૪ તેજ ૮,૯૨. ૫ તેજ ૮,૮૫.

હતી એમ હીરોડોટસ લખે છે. [1] પરંતુ તેમાં ઝાઝી સાચાઇ નથી એમ તે તવારીખનવેશના હેવાલ ઉપરથીજ માલમ પડે છે કારણ કે હ્હેણીએ તો લડવાને બદલે ન્હાસભાગમાં પડી જયારે એક એથીનીયન બારકસે હ્હેણીની પુંઠ પકડી ત્યારે ઉતાવળમાં પડી પોતાનો જાન બચાવવા ઇરાની કાફલાનું એક કેલીનડીયન બારકસને ઉપરના કેલીનડીયન રાજા દામાસીથીમસ સાથે ડુબાડી મેલ્યું હતું.[1]

આ યાદગાર ખુનખાર યુધ્ધમાં જર્કસીસના પોતાના ભાઇ અને ઇરાની કાફલાના મુખ્ય નૌકાસેનાધીપતી આર્યાબીગ્નીઝે ત્થા બીજા ઘણા ઇરાની, ગ્રીક ત્થા મદદગાર પ્રજાઓના નામીચા માણસોએ પોતાના જાન ખોયા.[2]

એ લડાઇ પુરી થયા પછી એરીસ્ટાઇડીઝ નામના એક એથીનીયન સરદારે એક લશ્કર સાથે સાઇટેલીઆના ટાપુ ઉપર ચઢાઇ કરી તે ઉપરના ઇરાની લશ્કરનો વગર લડાઇએ નાશ કીધો. [3]

**બીજા તવારીખનવેશોએ કીધેલું સાલામીસના યુધ્ધનું વર્ણન**—સાલામીસના યુધ્ધને માટે હીરોડોટસ ઉપરાંત ઇસ્કીલસ, પ્લુતાર્ક, એક્રીસ્તોદોરસ, કેનોદેમસ, દાયોડોરસ, જસ્તીન, દીમોસ્થીનીસ, વીગેરે અનેક ગ્રંથકર્તાઓ પોતાના પુસ્તકોમાં થોડું કે ઘણું લખી ગયા છે.

ઉપલા લખનારાઓમાંથી સાએર ઇસ્કીલસે (Æschylus) તો પોતે એ યુધ્ધમાં ભાગ લીધો હતો. હ્હેણે "The Persians" ("ઇરાનીઓ") નામનો નાટક જોડયો હતો હ્હેમાં તે સાલામીસની લડાઇનું વર્ણન કરે છે. હ્હેના હેવાલ મુજબ ગ્રીક બારકસોની સંખ્યા ૩૧૦ ની અને ઇરાની બારકસોની સંખ્યા ૧૨૦૭ ની હતી. તે લખે છે કે ગ્રીક કાફલાના એક ગ્રીકે આવી મહાત્મા જર્કસીસને એવી ખબર આપી કે રાત્રી પડતાજ ગ્રીક શત્રુઓ પોતપોતાના બારકસો ઉપર સ્વાર થઇ પોતાનો જીવ બચાવવા છુપા છુપ જુદી જુદી જગાએ ન્હાસી જવાના વીચારમાં છે. આથી શાહાનશાહ જર્કસીસે પોતાના સઘળા કપ્તાનો ઉપર અંધારૂ પડતાજ પોતાના બારકસોને ત્રણ હારોમાં ગોઠવી ગ્રીકોને ન્હાસી જતા અટકાવવા માટે સાલામીસની ખાડીના મુખો બંધ કરવા તે તરફ ઉપડી જવાનો હોકમ કીધો. આખી રાત ઇરાનીઓએ પોતાના બારકસોને અહીથી તહી હંકાર્યા કીધા. જયારે સહવાર પડી ત્યારે ગ્રીક શત્રુઓએ ખુશાલીના પોકારો કરવા માંડયા. હવે રણશીંગડા ફુંકાવા માંડયા અને આગળ વધવાનો હોકમ મળતાજ શત્રુઓના બારકસો હલેસાં મારી આગળ ધસ્યા. તેઓના વહાણોની જમણી પાંખ પુરતા બંદોસ્ત સાથે હુમલો લઇ આવી અને હ્હેની પાછળ સઘળા ગ્રીક બારકસો હંકારી આવ્યા. હવેથી ઇરા-

૧ હીરોડોટસ ૮,૮૭. ૨ તેજ ૮,૮૯. ૩ તેજ ૮,૯૫.

ગ્રીકો પણ આગળ ધસી ગયા. એક ગ્રીક બારકસે એજ વેળાએ એક ફીનીશીયન વ્હાણ ઉપર હુમલો કરવાથી યુદ્ધ શરૂ થયું. શરૂઆતમાં તો ઈરાની કાફલાના ધસારાથી ગ્રીકોને પાછળ હઠવું પડયું. પરંતુ જ્યારે ઈરાની બારકસોની એક મ્હોટી સંખ્યા ખાડીમાં ભેગી મળી અને જગાની તંગાસને લીધે તેઓ એક બીજાને મદદ આપી શકયા નહી, પણ તેથી ઉલટું એક બીજા સાથે અથડી પડી એક બીજાના હલેસાંઓ તોડી નાંખવા લાગ્યા ત્યારે ગ્રીક બારકસોએ તેઓને ઘેરી લઇ તેઓના ભાખરા ભાંગી નાંખ્યા. થોડા વખતમાં સઘળો દરીયો ભાંગેલા વહાણોના ટુકડાઓ અને મુએલા માણસોથી ભરાઈ ગયો. દરીયો કીનારો અને ખડબચડા ખડકો મુડદાંઓથી ભરાઈ ગયા. છેવટે સઘળા બારકસોએ ન્હાસવા માંડયું અને ગ્રીકોએ તેઓની પુંઠ પકડી તેઓ ઉપર હલેસાંના ટુકડા અને ભાગેલા વહાણોની ચીપોથી પુષ્કળ મારો ચલાવ્યો.

ઈસ્કીલસના બ્યાનમાં તવારીખી સચાઇ કરતાં સાએરી કલ્પના વધુ પ્રમાણમાં દેખાઇ આવે છે. એ સાએરી સહરાગાત જો બાદ કર્યે તો ત્હેના અને હીરોડોટસના હેવાલમાં ઝાઝો ફરક માલમ પડતો નથી.

ડાયોડોરસના જણાવ્યા મુજબ આ લડાઇમાં ઇરાનીઓના ૨૦૦ અને શત્રુઓના ૪૦ બારકસો નાશ પામ્યા હતા જ્યારે શત્રુઓના હાથમાં કેદ પકડાયલા બારકસોની સંખ્યા તો જુદી. પરંતુ એ હેવાલમાં ઝાઝી સત્યતા નથી કારણ કે એ યુદ્ધ પછી થોડી મુદત બાદ જ્યારે તવારીખનવેશ હીરોડોટસને બન્ને હરીફોને થયલા નુકશાનની નક્કી ખબર મળી નહી તો તે ખબર ત્યાર પછી સેંકડો વર્ષ બાદ ડાયોડોરસને તે કયાંથી મળે !

પ્લુતાર્ક[1] લખે છે કે જ્યાં સુધી દરીયામાંથી જોરમાં પવન ફુંકવા માંડયો નહી ત્યાં સુધી એથીનીયન નૌકાસેનાધીપતી થેમીસ્ટોકલીઝે ગ્રીક કાફલાને યુદ્ધમાં ઉતાર્યો નહી કારણ કે ગ્રીક બારકસોના ન્હાના કદને લીધે તેઓને જ્યારે એ પવનને લીધે સમુદ્રમાં ઉછળતા મોજાઓથી કશું ખમવાનું હતું નહી ત્યારે ઉંચા તુતક અને ભારે કદના ઈરાની બારકસો એટલા તો ડોળતા કે ગ્રીક બારકસો સ્હામે તેઓની બાજુઓ વગર બચાવે ખુલ્લી થઇ જતી. ઈરાની કાફલાના એક મુખ્ય સરદાર આર્યાબીનીઝની મરજી થેમીસ્ટોકલીસ સ્હામે લડવાની ઘણી હતી. આથી ત્હેણે પોતાના વહાણને ત્હેનીજ સ્હામે હંકાર્યું. તે બારકસ ઘણુંજ ઉંચું હતું અને તે ઉપરથી ઈરાની લડવૈયાઓ જાણે એક કીલ્લા ઉપરથી લડતા હોય

---

1 જુઓ ત્હેનુ "થેમીસ્ટોકલીઝ"નું પરવાંવ.

તેમ ગ્રીક શત્રુઓ ઉપર ભાલા અને તીરોનો ગોયા વરસાદ વરશાવતા હતા. પરંતુ કમનશીબે એમનીયાસ અને સોસીકલીઝ નામના ગ્રીક શત્રુઓ એક વહાણ ઉપર સ્વાર થઇ ત્હેની ઉપર ધસી ગયા, એ વહાણ અને આર્યામીનીઝના બારકસની પીત્તળની ચાંચો એક બીજા સાથે ભેરવાઇ ગઇ. આથી શત્રુનું વહાણ કબજે કરવા આર્યામીનીઝે તે વહાણમાં કુદકો માર્યો. પરંતુ શત્રુઓએ ત્હેને એક ભાલા ઉપર ઝીલી લઇ દરીયામાં ફેંકી દીધો. કહે છે કે આર્ટીમીશીયાએ જ્યારે ત્હેનું મુડદું ઓળખી કાઢયું ત્યારે ત્હેણી ત્હેને મહાત્મા જર્કસીસ આગળ લઇ ગઇ. સાંકડી ખાડીમાં એક વખતે ઈરાનીઓના થોડાજ બારકસો દાખલ થઇ શકતા અને તેઓ પણ જગાની તંગાસને લીધે અવારનવાર અથડી પડતા. આથી તેઓ ગુંચવાઇ જતા. એ મુજબ સાંજ પડી ત્યાં સુધી ચાલ્યું ને પછી ગ્રીક કાફલાની પુરેપુરી ફત્તેહ થઇ ઈરાની કાફલો ન્હાસભાગમાં પડયો.

**હેલેસ્પોન્ટ તરફ ઇરાની કાફલાનું પાછું ફરવું**—હવેથી શાહાનશાહ જર્કસીસના હોકમથી ઇરાની કાફલાએ ફાલેરમ છોડી હેલેસ્પોન્ટ તરફ હંકારવા માંડયું. એ કાફલાને ઝાઝી ખોટ ગયલી હોય એવું લાગતું નથી કારણ કે તે કાફલો પાછો લડવા આવશે એવી બીહીક રાખી ગ્રીક કાફલાએ બીજે દીવસે પણ લડાઇની તૈયારીઓ કરવા માંડી.[૧] પરંતુ જ્યારે તેઓને ખબર મળી કે તે કાફલો તો ફાલેરમ છોડી ગયો છે ત્યારે શત્રુઓએ ઇરાની કાફલાની પુંઠ પકડી. તેઓ ત્હેની પુંઠે એન્ડ્રોસના ટાપુ સુધી ગયા પરંતુ તેઓ ત્હેને પકડી શકયા નહી. આથી તેઓ તે ટાપુ ખાતેજ થોભી ગયા.[૨]

પોતાની ધારેલી મુરાદ પાર પાડી શાહાનશાહ જર્કસીસ પણ સાલામીસના યુદ્ધ પછી ગ્રીસ ખાતે પોતાના સપેહસાલાર માર્દોનીયસને રાખી પોતે ઈરાની સૈન્યના મ્હોટા ભાગ સાથે ઈરાની કાફલા ઉપર સ્વાર થઇ હેલેસ્પોન્ટની ખાડી વટાવી એશીયા પાછો ફર્યો.[૩]

**પરીણામ**—સાલામીસના યુદ્ધથી ઈરાની કાફલાએ ભુમધ્ય સમુદ્રમાંની પોતાની સર્વોપરી સતા ખોઇ દીધી. ઇ૦ પુ૦ ૫૨૫ થી ૪૮૦ સુધી ઈરાની કાફલો અજીત ગણાતો હતો. પરંતુ છેલ્લા વર્ષ પછી ઈરાનનું દરીયાઇ બળ ઘણું ઘટી ગયું અને ગ્રીક કાફલાનું બળ વધી પડયું. ઉપલા ૪૫ વર્ષ દરમીયાન જેમ પાર્સી લશ્કર આખી દુનીયામાં સર્વથી બળવાન ગણાતું હતું તેમ પારસી કાફલો પણ આખી જેહાનમાં બીનહરીફ ગણાતો હતો.

---

૧ હીરોડોટસ ૮,૯૬. ૨ તેજ ૮,૧૦૮. ૩ તેજ ૮,૧૧૭.

# પ્રકરણ ૧૧ મું.

## એક કાફલાની ઈરાન ઉપર ચઢાઈઓ.

માઈકેલીનુ યુધ્ધ—શાહાનશાહ જર્કસીસ અને ત્હેના સૈન્યને કર્સોનીઝ ખાતેથી હેલેસ્પોન્ટની ખાડી વટાવી એબીડોસ ખાતે લઇ ગયા પછી ઈરાની કાફલાએ કાઇમી ખાતે શીયાળો ગુજાર્યો. પરંતુ વસંત રૂતુ બેસતાજ ઈરાની કાફલાના સઘળા બારકસો સામોસના ટાપુ ખાતેજ ભેગા થવા માંડયા. કેટલાક બારકસોએ તો સામોસ ખાતેજ આખો શીયાળો પસાર કીધો હતો. તે ટાપુ ખાતે ભેગા મળેલાં વહાણો ઉપરના લડવયા તો લગભગ સઘળા પાર્સીઓ કે મીડીયનોજ હતા. એ કાફલાની સરદારી બગેયુસના બેટા માર્દોન્તીઝ (Mardontes), આર્તાંચીયુસના પુત્ર આર્તાઇન્તીઝ (Artayntes) અને આર્તાઇન્તીઝના ભત્રીજા ઇથામીત્રીઝ (Ithamitres) નામના પાર્સી અમીરોના હાથમાં હતી. ઈરાનીઓ કેટલીક મુદત સુધી તો આયોનીયાના બેવફા ગ્રીક રહેવાસીઓ ઉપર દેખરેખ રાખવા તે ટાપુ ખાતેજ પડી રહ્યા. તેઓએ તે ટાપુથી પશ્ચીમ તરફ આગળ વધવાની કશી જરૂર જોઇ નહી કારણ કે તેઓને ખાત્રી હતી કે શાહાનશાહ જર્કસીસનો સપેહસાલાર માર્દોનીયસ ગ્રીસ ખાતે જરૂર ફત્તેહમંદ નીવડશે અને ગ્રીક કાફલો તો પોતાના દેશનોજ બચાવ કરવાનો હોવાથી ત્હેને છોડી ઈરાન તરફ આવવાની હીમ્મત કરશે નહી. આથી તેઓએ સામોસ ખાતેથીજ શત્રુઓને હંફાવવાની વેત્રણો કરવા માંડી.[1]

આપણે આગળ જોઇ ગયા છીયે કે સાલામીસના યુદ્ધ પછી ગ્રીક કાફલાએ ઇરાની કાફલાની એન્દ્રોસના ટાપુ સુધી પુંઠ પકડી હતી અને જયારે તે કાફલો ત્હેના હાથમાં સપડયો નહી ત્યારે તે તે ટાપુ ખાતેજ થોભી ગયો હતો. એન્દ્રોસ ખાતે થોભ્યા પછી ગ્રીક શત્રુઓએ એક સભા ભરી ઈરાની કાફલાની પુંઠ પકડવી કે નહી તે બાબે વીચાર ચલાવ્યો અને છેવટે તેઓએ એન્દ્રોસથી આગળ વધવાનો ઇરાદો માંડી વાળ્યો.[2] એ પછી તેઓએ ઉપલા ટાપુ પાસેથી પૈસાની મ્હોટી રકમ ઓકાવવા ત્હેને ઘેરો ઘાલ્યો. પરંતુ તેઓ ત્હેને જીતી લઇ શકયા નહી. આથી મ્હોટી ખીનપસ્તી પછી તેઓએ ઘેરો ઉઠાવી લઇ કેરીસ્તસ તરફ હંકારી, કેરીસ્તયન લોકોને મુલ્ક ઉજ્જડ વાળી તેઓ સાલામીસ ખાતે પાછા ફર્યા.[1] વસંત રૂતુ બેસતાજ ગ્રીક કાફલો લીયોટીચાઇડીઝની સરદારી હેઠળ ઇજીના તરફ હંકારી ગયો.[2] એ

---

૧ હીરોડોટસ ૮,૧૩૦. ૨ તેજ ૮,૧૦૮-૧૧૦.

૧ હીરોડોટસ ૮,૧૨૧. ૨ તેજ ૮,૧૩૧.

વખતે તે કાફલાના બારકસોની સંખ્યા ૧૧૦ ની હતી માટે જો સાલામીસ ખાતે યુદ્ધમાં ઉતરેલા ગ્રીક કાફલાના વહાણોની સંખ્યા ૩૮૦ ની હોય અને ડાયોડોરસ મુજબ એ યુદ્ધમાં જો ફક્ત ૪૦ બારકસોજ નાશ પામ્યા હોય તો ગ્રીક કાફલાના ઝાઝોની સંખ્યા ૩૪૦ ની રહેવી જોઇએ. પરંતુ હીરોડોટસ મુજબ તો તે સંખ્યા હાલમાં ફક્ત ૧૧૦ નીજ હતી ત્યારે બાકીના ૨૩૦ બારકસો કયાં ગયા ? ખચીતજ ગ્રીક કાફલાએ સાલામીસના યુદ્ધમાં ભારે ખોટ ખમેલી હોવી જોઇએ અને તેટલા માટેજ તેણે હેલેસ્પોન્ટ તરફ જવાનું માંડી વાળ્યું હતું અને તેથીજ તે એન્દ્રોસનો ન્હાનો ટાપુ પણ જીતી લેવામાં નીષ્ફળ નીવડયો હતો.

ઇજીના ખાતે ગ્રીક કાફલાને આયોનીયાના બેવફા રહેવાસીઓએ મોકલેલા એલચીઓ આવી મળ્યા. તે એલચીઓએ ગ્રીક કાફલાને આયોનીયા આવી આયોનીયન લોકોને ઇરાનની ઝુંસરીમાંથી છુટા કરવા વીનંતી કીધી. તેઓની ભારે કાકલુદીથી ગ્રીક કાફલો દીલૉસના ટાપુ સુધી આગળ વધ્યો. પરંતુ ત્યાર પછી આગળ હંકારવાની તેણે સાફ ના પાડી. દીલાસની પુર્વ તરફ આગળ વધવું તે કાફલાને ધાસ્તી ભરેલું લાગ્યું કારણ કે તે ટાપુની પુર્વેના દરીયાથી ગ્રીક શત્રુઓ વાકેફ હતા નહી અને તે તરફના દરીયામા ઈરાની બારકસો ઉભાઇ જતા હશે એવી તેઓની કલ્પના હતી. સામોસનો ટાપુ તો તેઓને જીબ્રાલ્ટરની સામુદ્રધુની જેટલો દુર લાગ્યો ! આથી ગ્રીક કાફલો દીલૉસ ખાતેજ થોડોક વખત પડી રહ્યો.[1]

લાંબી મુદત બાદ ગ્રીક કાફલાએ દીલોસ છોડી સામોસ તરફ હંકાર્યું અને તે ટાપુના કીનારા ઉપર આવેલી કૅલામી (Calami) નામની જગા આગળ આવી જુનોના મંદરની પાસે લંગર નાંખી ગ્રીકોએ ઈરાનીઓ સ્હામે દરીયાઇ યુદ્ધમાં ઉતરવાની તૈયારીઓ કરવા માંડી. ઇરાની કાફલામાં ગ્રીકો સ્હામે દરીયાઇ જંગમાં ઉતરવા જેટલી શકની નહી હોવાથી ઈરાનીઓએ ગ્રીક કાફલાની સામોસ તરફની સફરની ખબર સમજતાજ ઈરાની બારકસોમાંના ફીનીશીયન વહાણોને બરત ફ કરી બાકીના બારકસો સાથે એશીયા માઈનરના કોસ્ટા ઉપર આવેલી માઇકેલી નામે જગા તરફ આયોનીયાના સરકશ રહેવાસીઓ ઉપર દેખરેખ રાખવા માટે રાખેલા ઈરાની લશ્કરની પનાહમાં જઇ આશરો લીધો. તેઓ પોતાના બારકસોને કીનારા ઉપર ઘસડી ગયા અને તેઓની આસપાસ તેઓએ ઝાડોના થડ અને પથ્થરની મજબુત દીવાલ બાંધી લીધી.[1]

ઈરાની કાફલાની માઇકેલી (હાલની સેંટ મેરીની ભુશીર) તરફની સમુદ્રયાત્રાની ખબર સમજી ગ્રીક કાફલાએ પણ દરીયાઇ યુદ્ધ માટે સઘળી તૈયારીઓ

---

૧ હીરોડોટસ ૮,૧૩૨.

૧ હીરોડોટસ ૯,૯૬–૯૭.

ચુરી કરી તે તરફ હંકાર્યું. માઇકેલીના કીનારા ઉપર ઉતરી ગ્રીકોએ ઈરાની સૈન્ય ઉપર હુમલો કીધો. આથી તેઓ બન્ને વચ્ચે એક જબરી લડાઇ ચાલી જેમાં ઈરાની લશ્કરમાંના બેવફા ગ્રીક સીપાહીઓના દગાથી ઈરાનીઓની હાર થઇ. આ લડાઇ પછી ગ્રીકોએ—કીનારા ઉપર ચઢાવી દીધેલા ઈરાની બારકસોને પ્રથમ લુંટી તેઓનો તથા તેઓની આસપાસની દીવાલનો આગ લગાડી નાશ કીધો (ઇ૦ પુ૦ ૪૭૯).[૧]

માઇકેલીના યુધ્ધ પછી ગ્રીક કાફલો સામોસ તરફ હંકારી ગયો. તે લડાઇથી ઈરાનને યુમખ્ય સમુદ્રમાંના સામોસ, કીઓસ, લેસ્બોસ અને બીજા ટાપુઓ ખોહવા પડ્યા. સામોસ ખાતેથી ગ્રીક કાફલાએ હેલેસ્પોન્ટની ખાડી ઉપરના પુલનો નાશ કરવાના ઇરાદાથી તે તરફ સફર કરવા માંડી.[૨] માર્ગમાં તેઓએ લેકટમ ખાતે લંગર નાંખ્યું અને ત્યાંથી એબીડોસ તરફ ચાલું મુકયું. ત્યાં આવી પહોંચતા તેઓને માલમ પડ્યું કે હેલેસ્પોન્ટ ઉપરનો પુલ તો તોફાનથી નાશ પામ્યો હતો. આથી ગ્રીક કાફલામાંના પેલોપોનીશીયન બારકસો ગ્રીક તરફ પાછા ફર્યા. પરંતુ એથીનીયન બારકસોએ તો નૌકાસેનાધીપતી ઝેન્થીપસની સરદારી તળે કર્સોનીઝમાં આવેલા સેસ્તોસના ઈરાનને તાબેના શહેરને ઘેરો ઘાલ્યો.[૩] આ ઘેરો લાંબી મુદત ચાલું રહ્યો પણ છેવટે તે શહેર એથીનીયનોએ જીતી લીધું. સેસ્તોસની ફતેહ પછી ગ્રીક કાફલો ગ્રીસ તરફ પાછો ફર્યો.[૪]

**સ્પાર્ટાના રાજા પોસેનીયસની ઈરાન ઉપર ચઢાઈ**—બીજે વર્ષે ગ્રીક કાફલાએ પાછી ઈરાન ઉપર ચઢાઇ કીધી (ઇ૦ પુ૦ ૪૭૮). આ વખતે ગ્રીક કાફલામાં સ્પાર્ટાના ૨૦ અને એથીનીયનોના ૩૦ અને તે ઉપરાંત બીજા ગ્રીક શહેરો અને ટાપુઓના સંખ્યાબંધ બારકસો હતા.[૧] ડાયોડોરસ તો સ્પાર્ટાના બારકસોની સંખ્યા ૫૦ની જણાવી ગયો છે (૧૧–૪૪). એ કાફલાની સરદારી સ્પાર્ટાના રાજા પોસેનીયસ (Pausanias) ને સોંપવામાં આવી હતી.[૨] ગ્રીક શત્રુઓએ પ્રથમ સાઇપ્રસના ટાપુ ઉપર ચઢાઇ કરી ત્યાંના ઈરાનને તાબેના ગ્રીક શહેરોને ઈરાનની ગુંસરીમાંથી છોડવી ત્યાર બાદ બાઇઝેન્શીયમના નામીચા શહેર ઉપર ચઢાઇ કરી તેહેને જીતી લીધું (ઇ૦ પુ૦ ૪૭૮.)

**યુરીમેડોનનું દરીયાઈ યુદ્ધ**—બાઇઝેન્શીયમની ફતેહ પછી થોડીક મુદત બાદ ગ્રીક કાફલાએ સ્ટ્રાઇમન (Strymon) નદી ઉપર આવેલા ઇયોન (Eion)ના ઈરાની સંસ્થાનને જીતી લીધું.[૩] ત્યારબાદ ઇ૦ પુ૦ ૪૬૬ માં એથીનીયન

---

૧ તેજ ૯,૯૮ થી ૧૦૬. ૨ તેજ ૯,૧૦૬. ૩ તેજ ૯,૧૧૪. ૪ તેજ ૯,૧૧૫ થી ૧૨૧.

૧ થીયુસીડાઇડીઝ ૧,૯૪. ૨ પ્લુતાર્ક "આરીસ્તાઇડીઝ" તથા થીયુસીડાઇડીઝ ૨–૯૪. ૩ થીયુ. ૧,૯૮.

નૌકાસેનાધીપતી કાઇમને (Cimon) ૨૦૦ બારકસોના એક ગ્રીક કાફલા સાથે નીડસ અને ત્રીઓપીયમથી ઉપડી, ફાસેલીસ (Phaselis) ઉજ્જડ વાળી, પામ્ફીલીયાના કીનારા ઉપર આવેલા યુરીમૅડોન નદીના મુખમાં લંગર નાંખી પડેલા ઈરાની કાફલા ઉપર ચઢાઈ કીધી ઇફોરસ મુજબ આ ઈરાની કાફલાની સરદારી તીથૌસ્તીઝના હાથમાં હતી જયારે કેલીસ્થીનીઝ મુજબ તે સરદારી ગોબ્રીયાસના બેટા આરીયોમાન્ડીઝના સ્વાધીનમાં હતી. ઈરાની કાફલાના બારકસોની સંખ્યા ફેનોડેમસ મુજબ ૬૦૦ ની અને ઈફોરસ મુજબ ૩૫૦ ની હતી. પ્લુતાર્ક [૧] કહે છે કે ઇરાની કાફલાની મ્હોટી સંખ્યા છતાં ઇરાની નૌકાસેનાધીપતીએ લડાઇમાં ઉતરવા માંગ્યું નહી કારણ કે ત્હેની મરજી સાઇપ્રસ ખાતેથી ઉપડી ચુકેલા ૮૦ ફીનીશીયન બારકસો ત્હેને આવી મળ્યા પછીજ લડાઇમાં ઉતરવાની હતી. આથી જયારે કાઇમને ત્હેને લડાઈમાં ઉતરવાની ફરજ પાડવા ત્હેની સ્હામે હંકાર્યું ત્યારે ત્હેણે નદીની ઉપર જવા માંડયું. પરંતુ જયારે કાઇમન ઈરાની કાફલાની લગોલગ આવી પહોંચ્યો ત્યારે કેટલાક ઈરાનીઓ પોતાના બારકસો છોડી જમીન ઉપર ભેગા મળેલા ઈરાની લશ્કરને જઇ મળ્યા. યુરીમૅડોનના દરીયાઇ યુદ્ધમાં ઈરાનીઓની મ્હોટી હાર થઈ. પ્લુતાર્ક કહે છે કે એ યુદ્ધમાં જો કે ઘણાક બારકસો ન્હાસી જવા પામ્યા અને ઘણાક ડુબી નાશ પામ્યા તો પણ ગ્રીકોના હાથમાં ઓછામાં ઓછા ૨૦૦ બારકસો કેદ પકડાયા. પરંતુ ત્હેના એ હેવાલમાં અતીશ્યોકતી ઘણી છે. થીયુસીડાઇડીઝ લખે છે કે એ યુદ્ધમાં સઘળા મળીને ૨૦૦ ફીનીશીયન બારકસો કેદ પકડાયા તથા નાશ પામ્યા હતા. [૧]

યુરીમૅડોનના દરીયાઈ યુદ્ધ પછી ગ્રીકોએ પોતાના લશ્કરને જમીન ઉપર ઉતારી ત્યાંના ઈરાની લશ્કરને તેજ દીવસે હરાવ્યું. વળી ઉપર જણાવેલા ૮૦ ફીનીશીયન બારકસો પણ તેઓએ ત્યાર પછી કબજે કીધા. એ પછી તેઓ ગ્રીસ તરફ પાછા હંકારી ગયા.

**સીપ્રસ ખાતે એથીનીયન કાફલાનો નાશ**—યુરીમૅડોનના યુદ્ધ પછી ઈરાનનું દરીયાઇ બળ ઘણુંજ ઓછું થઈ ગયું. પ્લુતાર્ક લખે છે કે જયારે પેરીકલીઝે ૫૦ બારકસો સાથે અને ઈફીયાલ્ટીઝે લગભગ ૩૦ વહાણો સાથે કેલીડોનીયન ખડકો તરફ સફર કીધી ત્યારે તેઓના જોવામાં એક પણ ઈરાની લડાયક બારકસ આવ્યુ હતું નહી. એ ઉપરથી માલમ પડે છે કે એ લડાઇ પછી બીજા થોડાક વરસો સુધી ઈરાનીઓએ પોતાના દરીયાઇ કાફલા તરફ ઝાઝું ધ્યાન પુગાડેલું લાગતું નથી.

---

૧ જુઓ 'કાઈમન' નું વરૃતાંત.

૧ થીયુસીડાઇડીઝ ૧, ૧૦૦.

શાહાનશાહ જર્કસીસ ઇ૦ પુ૦ ૪૬૫ માં મરણ પામ્યો અને ત્હેની ગાદી ઉપર ત્હેનો ન્હાનો બેટો અર્તક્ષત્ર (આર્તાજર્કસીસ લોંગીમાનસ) ૧ લો આવી બેઠો. આ અર્તક્ષત્રના વખતમાં ઇ૦ પુ૦ ૪૬૦ માં લીબીયાના ઇરાનના તાબેદાર રાજા ઇનારસ (Inarus) ની ઉશ્કેરણીથી મીસરના રહેવાસીઓએ ઇરાન સ્હામે બળવો ઉઠાવ્યો. બળવાખોરોએ મજકુર ઇનારસ તથા સઇસના રહેવાસી અમીર્તુસ (Amyrtæus) ને પોતાના સરદારો બનાવ્યા. બીજે વર્ષે તેઓ અને ઇરાની હાકેમ એકીમીનીઝ વચ્ચે પેપ્રેમીસ ખાતે એક જબરૂં યુદ્ધ થયું જેમાં ઇરાનીઓ હાર્યા[1] અને મીસરની રાજધાની મેમ્ફીસના કીલ્લામાં તેઓ ભરાઇ બેઠા. આથી બળવાખોરોએ મેમ્ફીસને ઘેરો ઘાલી ત્હેનો મ્હોટો ભાગ જીતી લીધો પરંતુ તે કીલ્લાનો 'સફેદ કીલ્લો' નામનો ભાગ તેઓ લઇ શકયા નહી. એ વખ્તે એથીનીયનો સાઇપ્રસ ખાતે ચઢાઇ લઇ આવ્યા હતા તેઓની મદદ મીસરીઓએ માંગી. આથી તેઓને મદદ આપવા એથીનીયનોના ૨૦૦ બારકસોના એક કાફલાએ મીસર ઉપર ચઢાઇ કરી, નાઇલ નદીનો કબજો લઇ, બળવાખોરો સાથે મળી જઇ 'સફેદ કીલ્લા' ને ઘેરો ઘાલ્યો.[1] ડાયોડોરસ તો લખે છે કે પેપ્રેમીસની લડાઇ વખતે એથીનીયન કાફલો ત્યાં હાજર હતો અને ત્હેણે તે લડાઇમાં ભાગ પણ લીધો હતો. પરંતુ ત્હેના આ લખાણમાં કશી સચાઇ નથી. ટીસ્યસ એથીનીયન કાફલાના બારકસોની સંખ્યા ૪૦ની જણાવે છે ત્હેમાં તે તવારીખનવેશની ભુલ છે.[2] વળી તે લખે છે કે ગ્રીક કાફલાએ ફીનીશીયનોને નભરવસ જોઇ તેઓના ૩૦ બારકસો ડુબાડી દઇ બીજા ૨૦ વહાણો કેદ પકડયા હતા તેમાં પણ બીલકુલ સચાઇ નથી.

ઇ૦ પુ૦ ૪૫૯ માં શાહાનશાહ અર્તક્ષત્રે સીરીયાના બહાદુર પારસી હાકેમ બગબક્ષ (મગબીજસ) ને એક મ્હોટા સૈન્ય સહીત મીસર મોકલ્યો. ડાયોડોરસ કહે છે કે ત્હેની સાથે ૩૦૦ ફીનીશીયન બારકસોનો એક કાફલો પણ નૌકાસેનાધીપતી આર્તાબાજસની સરદારી તળે મીસર ઉપર ચઢાઇ લઇ ગયો હતો. ટીસ્યસ ઇરાની કાફલાના સરદારનું નામ 'હોરીસ્કોસ' જણાવે છે. મીસરમાં દાખલ થયા પછી સપેહસાલાર બગબક્ષે મેમ્ફીસ ઉપર ચઢાઇ કીધી. ત્હેની અને બળવાખોરોની વચ્ચે એક અતી ખુનખાર લડાઇ જાગી જેમાં બળવાખોરોનો મ્હોટો પરાજય થયો. રાજા ઇનારસ બીબ્લસના કીલ્લામાં ભરાઇ બેઠો; અમીર્તુસે એલ્બોના ટાપુમાં આશ્રો લીધો અને એથીનીયન શત્રુઓ પોતાના બારકસો સાથે પ્રોસોપીટીસના ટાપુ ખાતે જઇ ભરાયા. આથી બહાદુર બગબક્ષે પ્રથમ ઇનારસને તાબે કરી ત્યાર બાદ

---

૧ હીરોડોટસ ૩,૧૨.

૧ થીયુસીડાઇડીઝ ૧,૧૦૪. ૨ જુઓ મુલર-ડીડોએ છપાવેલા ત્હેના ભુર્ગે ૧૯ તથા ૩૨.

પ્રોસોપીટીસના ટાપુને ઘેરો ઘાલ્યો. આ ઘેરો દોઢ વરસ ચાલુ રહ્યો. પણ છેવટે તે સરદારે નાઈલ નદીની એક શાખાને સુકવી નાંખી. જમીનને માર્ગે તે ટાપુ ઉપર હુમલો કરી, એથીનીયનોને જબરો માર મારી, તેઓના ૨૦૦ વહાણોના કાફલાનો સદંતર નાશ કીધો. ફક્ત થોડાજ એથીનીયનો કાઇરીન તરફ ન્હાસવા પામ્યા. પણ બાકી બીજા સઘળા શત્રુઓ ઈરાનીઓનાં હાથ ઉપર નાશપામ્યા[1] (ઈ૦ પુ૦ ૪૫૭).

**બીજા એથીનીયન કાફલાનો નાશ**—એજ વખતે એથન્સે પોતાના આગલા કાફલાની જગા ઉપર મોકલેલો બીજો ૫૦ બારકસોનો એક કાફલો—નાઈલ નદીની મેન્ડેસીયન શાખાના કીનારા ઉપર—આગલા એથીનીયન કાફલા ઉપર આવી પડેલી આફતથી નાવાકેફ હોવાથી જે વખતે નભરવસ પડેલો હતો તે વખતે ઈરાની લશ્કરે જમીનને માર્ગે અને ફીનીશીયન કાફલાએ દરીયાને રસ્તે ત્હેની ઉપર ચઢાઈ કરી ત્હેનો પુરેપુરો નાશ કીધો.[2] આવી ઝળકતી જીતોથી મીસરનો બળવો બેસી ગયો અને ઈરાને એથન્સ ઉપર સાલામીસ, માઈકેલી અને યુરીમેડોનના યુધ્ધોનું પુરેપુરં વેર લીધું (ઈ૦ પુ૦ ૪૫૫).

**સાઈપ્રસ ઉપરની છેલ્લી ગ્રીક ચઢાઈ**—ઈ૦ પુ૦ ૪૪૯ માં એથીનીયનોએ છેલ્લીવાર ઈરાન ઉપર ચઢાઈ કીધી.[3] તેઓએ સરદાર કાઈમનની સરદારી હેઠળ ૨૦૦ બારકસોનો એક કાફલો સાઈપ્રસ તરફ રવાના કીધો. આ ૨૦૦ બારકસોમાંના ૬૦ વહાણો બળવાખોર અમીર્તુસની મદદે **મીસર** મોકલી કાઇમને સાઇપ્રસમાં આવેલા કીશીયમ (Citium) શહેર ઉપર ઘેરો નાંખ્યો. આ ઘેરો દરમીયાન તે સરદાર જખ્મી થઈ મરણ પામ્યો અને ખાધખોરાકીની અછતને લીધે એથીનીયનોને ઘેરો ઉઠાવી ગ્રીસ તરફ પાછું ફરવું પડ્યું. પરંતુ જ્યારે તેઓ સાલામીસ આગળથી હંકારી જતાં હતા તે વખતે ફીનીશીયનો અને સીલીશીયનોનો કાફલો તેઓને મળ્યો. આથી તેઓ અને ઈરાનીઓ વચ્ચે સાલામીસ ખાતે જમીન તથા દરીયા ઉપર લડાઈ જાગી જેમાં શત્રુઓ ફત્તેહમંદ નીવડ્યા. એ પછી શત્રુઓ **મીસર** મોકલેલા બારકસોને સાથે લઈ ગ્રીસ તરફ પાછા ફર્યા.

ડાયોડોરસ ઈફોરસની સત્તાને આધારે કહે છે કે એ વખતે ઈરાની કાફલાની સરદારી આર્તાબાજસના હાથમાં હતી, અને તે કાફલાના બારકસોની સંખ્યા ૩૦૦ ની હતી.

**કેલીયાસની કહેવાતી સુલેહ**—એથીનીયનોની ઉપલી ચઢાઈ પછી થોડું કમાંજ ઈરાન અને એથન્સ વચ્ચે એક કલ્પીત સુલેહ થવાની વાત કેટલાક પક્ષપાતી ગ્રંથકર્તાઓ

---

1 થીયુસીડાઈડીઝ ૧,૧૧૦. 2 તેજ ૧,૧૧૦. 3 પ્લુતારક 'કાઈમન,' તથા થીયુસીડાઇડીઝ ૧,૧૧૨.

જણાવી ગયા છે. પરંતુ વીચારવંત ઇતીહાસકર્તાઓ તે વાત માનવાને હાલમાં સાફ ના પાડે છે. આ સુલેહની શરતો નીચે મુજબ હતી:—

૧—એથન્સે સાઇપ્રસનો ટાપુ છોડી દેવો અને ઇજીપ્ત ખાતેથી પોતાનો કાફલો બોલાવી લેવો.

૨—ઇરાને એશીયાના કીનારા ઉપર આવેલા સઘળા ગ્રીક શહેરોને સ્વતંત્ર કરવા અને ત્હેણે તેઓને જમીન અથવા દરીયાને માર્ગે હેરાન કરવા નહી.

૩—ઇરાન અને ગ્રીસ વચ્ચેનો દરીયો બન્ને દેશોએ વહેંચી લેવો તે એવી રીતે કે ઇરાનના લડાયક બાકસોએ ફાસેલીસના ટાપુની પશ્ચીમ તરફ જવું નહી તથા કાળા સમુદ્રમાં કાયેનીયન ટાપુઓથી આગળ વધવું નહી. એજ મુજબ ગ્રીક બારક્સોએ ઉપલી હદની પુર્વ તરફ જવું નહી.

તવારીખ નવેશ થર્લવૉલ આ સુલેહની વાતને બીલકુલ ગલત માને છે. આ સુલેહ વીષે અપક્ષપાત ઇતીહાસ કર્તા થીયુસીડાઇડીઝ એક બોલ પણ લખતો નથી. કૉકસ પણ થર્લવૉલને ટેકો આપે છે. આ ઉપરથી આ કલ્પીત સુલેહ કાઇમનના દોસ્તોએ ત્હેના મૃત્યુ પછી લગભગ ૧૦૦ વર્ષ બાદ જોડી કાઢેલી લાગે છે.

**આફ્રીકા ખંડની પ્રદક્ષીણા**—હવે આપણને આ પ્રકરણમાં એકજ નોંધ લેવાની બાકી છે અને તે પાર્સીઓએ શાહાનશાહ જર્કસીસના વખતમાં આફ્રીકા ખંડની પ્રદક્ષીણા કરવાની કોશીશને લગતી છે.

હીરોડોટસ [૧] કહે છે કે ટીસ્પીઝના બેટા સેતાસ્પીઝને ત્હેના કોઈ મ્હોટાં વાંક માટે શાહાનશાહ જર્કસીસે મ્હોતની સજા ફરમાવી. પરંતુ ત્હેની માતા વચ્ચે પડી અને ત્હેણીએ જર્કસીસને જણાવ્યું કે ત્હેણે ત્હેને ત્હેણીને હવાલે કરી દેવો કે જેથી ત્હેણી ત્હેને મ્હોતની સજા કરતા વધારે ખરાબ સજા કરશે. જર્કસીસે ત્હેણીની અર્જ બહાલ રાખવાથી ત્હેણીએ પોતાના બેટાને આફ્રીકા ખંડની પ્રદક્ષીણા કરી રાતા સમુદ્રને માર્ગે મીસર પાછા ફરવાની સજા ફરમાવી. આથી સેતાસ્પીઝ ઇજીપ્ત ઉપડી ગયો અને ત્યાંથી એક બારકસ સઘળી સામગ્રી સાથે તૈયાર કરી ત્હેણે જીબ્રાલ્ટર (**Pillars of Hercules**) તરફ હંકાર્યું. જીબ્રાલ્ટરની સામુદ્રધુની પસાર કરી હાલની સ્પાર્ટલની ભુશીરની આસપાસ હંકારી તે દક્ષીણ તરફ આગળ વધ્યો. કેટલાક મહીના સુધી ત્હેણે દક્ષીણ તરફ હંકાર્યું પણ છેવટે જ્યારે ત્હેને માલમ પડ્યું કે પોતે જેટલો દરીયો પસાર કીધો છે ત્હેના કરતાં વધુ આગળ પસાર કરવાનો છે ત્યારે ત્હેની ધીરજ ખુટી ગઈ અને તે મીસર તરફ પાછો ફર્યો. મીસરથી સુસા ખાતે જઈ

૧ ૪,૪૩.

શાહાનશાહ જર્કસીસ સન્મુખ પોતાની સફરનો હેવાલ કહી સંભળાવતા ત્હેણે જણાવ્યું કે દરીયાના જે ભાગ ખાતેથી તે પાછો ફર્યો હતો તે ભાગને કીનારે વામનજી જેવા લોકો (Dwarfish race) વસ્તા હતા. તેઓનો પોશાક ખજુરીના ઝાડમાંથી બનાવવામાં આવતો હતો. તેઓ એટલાં તો બ્હીકણ હતા કે જ્યારે પણ ઈરાનીઓ કીનારે ઉતરતા ત્યારે તેઓને જોઇને તેઓ ન્હાસી જતાં. ઈરાનીઓ તેઓને કશું નુકશાન કરતા નહી પણ ફક્ત તેઓના શહેરોમાં દાખલ થઈ તેઓના ઢોરો લઈ આવતા. સેતાસ્પીઝે વધુ જણાવ્યું કે ત્હેની મરજી તો વધારે આગળ હંકારવાની હતી, પરંતુ ત્હેના વહાણે આગળ વધવા ના પાડી તે અટકી બેઠું. શાહાનશાહ જર્કસીસે ત્હેની વાત માનવા ના પાડી અને ત્હેને મ્હોતની સજા ફરમાવી.

પુરાતન તવારીખ નવેશો મુજબ ઈરાનનો કાયદો નહી ફેરવી શકાય એવો હોવા છતા ફક્ત નવી નવી શોધખોળને ખાતર અને વીદ્યાહુન્નર અને માણસ જાતના સામાન્ય સુધારા વધારા માટે શાહાનશાહ જર્કસીસે એક વખત બહાર પાડેલુ પોતાનુ ફરમાન ફેરવ્યુ અને સેતાસ્પીઝને આફ્રીકા ખંડની પ્રદક્ષીણા કરવા જવા દીધો તેજ દેખડાવી આપે છે કે તે મહાત્મા શાહાનશાહ તથા ત્હેના વખતના ઈરાની મરદો તેમજ ઓરતો કેટલા સુધરેલા અને નવી નવી શોધોની કદર બુજનારા હોવા જોઇએ!



# પ્રકરણ ૧૨ મું.

## ઈરાન અને સ્પાર્ટાના મીત્ર-રાજયોના કાફલાએ એથન્સનો કીધેલો નાશ.

ઈરાનને સ્પાર્ટા સાથે કોલકરાર—ઈ૦ પુ૦ ૪૩૧ માં ગ્રીસ ખાતે એથન્સ અને સ્પાર્ટા વચ્ચે 'પીલોપોનીશીયન યુધ્ધ' જાગ્યું આ યુધ્ધમાં શરૂઆતમાં સ્પાર્ટાએ એથન્સના હાથ ઉપર ઘણો માર ખાધો. પરંતુ ઈ૦ પુ૦ ૪૧૨ થી ઈરાને સ્પાર્ટાને પૈસાની મદદ આપવા માંડી તેથી છેવટે સ્પાર્ટાને મ્હોટી ફતેહ મળી અને ઈ૦ પુ૦ ૪૦૫ માં મીત્ર રાજયોના કાફલાએ એથન્સનો પુરેપુરો નાશ કીધો.

ઈ૦ પુ૦ ૪૪૯ માં સાલામીસ ખાતે ઈરાની કાફલાની હાર થયા પછી ઈ૦ પુ૦ ૪૧૨ સુધી તે કાફલાનું શું થયું ત્હેનો કશો હેવાલ મલતો નથી. ઈ૦ પુ૦ ૪૧૪ માં લીડીઆના સત્રપ (Satrap-હાકેમ) પીસુથ્નીઝના પુત્ર એમોર્જીઝે (Amorges) શાહાનશાહ દારયવુશ નોથસ સ્હામે બળવો ઉઠાવ્યો.[1] ત્હેણે એશીયા માઈનરના કીનારા ઉપર આવેલા બંદરો લુટફાટ ચલાવી વેરાન કીધા અને પછી પોતે કારીયાના કાંઠા ઉપર આવેલા યાસસના મજબુત કીલ્લામાં આશરો લઇ ભરાઈ બેઠો (ઈ૦ પુ૦ ૪૧૩). યાસસને તાબે કરવા માટે દરીયાઇ કાફલાની ઈરાનને ઘણીજ જરૂર હતી. વળી એજ વખતે કીયોસના ટાપુએ એથીનીયનો સ્હામે બળવો જગાડી ઈરાનની મદદ માગી પરંતુ તે વખતે ઈરાની કાફલો તૈયાર નહી હોવાથી લીડીયાના હાકેમ તીસાફર્નીઝે સ્પાર્ટા સાથે કોલકરાર કરી સ્પાર્ટન કાફલાની મદદ મેળવવાની ગોઠવણ કીધી. વળી ઈરાનની મરજી સ્પાર્ટાને મદદ આપી એથન્સનો નાશ કરવાની હોવાથી ઈરાનીઓએ સ્પાર્ટાનો પક્ષ લીધો. આથી ઈ૦ પુ૦ ૪૧૨ માં તીસાફર્નીઝ અને સ્પાર્ટનો વચ્ચે નીચે મુજબ કોલકરાર થયા:—

શાહાનશાહ દારયવુશ અને ત્હેના ન્યાગાનોના તાબામાં જે જે મુલ્કો અને શહેરો હતા તે સઘળા પાછા દારયવુશને સોંપી દેવા અને ઉપલા મુલ્કો ત્થા શહેરો કનેથી પૈસા અથવા તો કોઇ પણ જાતનો બીજો ફાયદો હાંસલ કરતા સ્પાર્ટા અને ત્હેના મીત્રોએ ઈરાનના શાહાનશાહને મદદ કરી એથીનીયનોને અટકાવવા. તેઓ સઘળાઓએ એકસંપ કરી એથન્સ સ્હામે લડાઈ કરવી અને તેઓ સઘળાઓની ભેગી સંમતી વીના લડાઇનો અંત આણવો નહી. ઈરાનના શાહાનશાહ સ્હામે બળવો ઉઠા-

---

1 થીયુસીડાઈડીઝ ૮, ૫.

વનાર રાજ્યને સ્પાર્ટા અને હેનાં મદદગાર રાજ્યોએ પોતાનો દુશ્મન ગણવું. એજ પ્રમાણે શાહાનશાહે સ્પાર્ટા અને હેના મીત્રોના શત્રુને પોતાનો શત્રુ ગણવો.[1]

**યાસુસની ફત્તેહ**—ઉપલા કોલકરાર થયા બાદ ઈરાની લશ્કરે જમીનને માર્ગે અને ઈરાનના મદદગાર સ્પાર્ટન કાફલાએ દરીયાને માર્ગે યાસસના મજબુત કીલ્લા ઉપર હલ્લો કરી હેને ઘેરો ઘાલ્યો. સ્પાર્ટન કાફલાએ એમોર્જીઝના મદદગાર એથીનીયન કાફલાને યુક્તીથી તાબે કીધો અને તીસાફર્નીઝે તે બળવાખોરને હરાવી કેદ પકડી સુસા મોકલી દીધો.[2]

**સ્પાર્ટા સાથે બીજા કોલકરાર**—સ્પાર્ટા સાથે થયલા પહેલા કોલકરાર મુજબ તીસાફર્નીઝે સ્પાર્ટન કાફલાના નાવીકોનો પગાર આપવાનું પોતે માથે લીધું હતું. પરંતુ એમોર્જીઝની હાર પછી એથીનીયન સરદાર એલ્સીબાયડીઝની ઉશ્કેરણીથી હેણે સ્પાર્ટન ફોજનો પગાર ઘટાડી નાંખ્યો. હેના આ પગલા સ્હામે જો કે સ્પાર્ટન સરદાર થીરામીનીઝે કશો વાંધો ઉઠાવ્યો હતો નહી તો પણ નવા સરદાર એસ્તીયોકસે ઈરાન સાથે નીચે મુજબ નવા કોલકરાર કરવાની જરૂર જોઈ[3] આથી જુના કોલકરારમાં નીચે મુજબ વધારો કરવામાં આવ્યો:—

...........ઈરાન અને સ્પાર્ટાએ એક બીજાના રાજ્ય ઉપર હુમલો કરવો નહી અને બન્નેએ એક બીજા સાથે કશી છેડતી શોધવી નહી. શાહાનશાહ જો પોતાની મદદે સ્પાટન લશ્કરને બોલાવે તો તે લશ્કરનો સઘળો પગાર હેણે પોતે ચુકવવો, વીગેરે.[1]

**સ્પાર્ટા સાથે થયલા ત્રીજા કોલકરાર**—ઉપલા કોલકરાર છતાં તીસાફર્નીઝે સ્પાર્ટન ફોજને પુરેપુરું નાણું પુરું પાડ્યું નહી હેની મરજી સ્પાર્ટનો અને એથીનીયનોને લડવા દઈ તેઓ બન્નેને નબળા પડવા દેવાની હતી. આથી હેણે ફીનીશીયન કાફલો તૈયાર થાય તેટલો વખત સ્પાર્ટનોને થોભી જવાની સલાહ આપી.[2] પરંતુ તે તો ફકત એક બહાનુંજ હતું. એજ વખતે એથીનીયન સરદાર એલ્સીબાયડીઝ હેને આવી મળ્યો અને હેણે એથન્સ તરફ મેહેરબાન થઈ હેને મદદ કરવા હેને અર્જ કીધી. પરંતુ હેણે એથીનીયનોને મદદ આપવા સાફ ના પાડી. ઈરાનની મદદ વગર સ્પાર્ટનો એથન્સને તાબેના ટાપુઓ જબરી કોશીશ છતાં પણ તાબે કરી શકયા નહી. આથી કદાચ તેઓ ઉશ્કેરાઈ જઈ પોતાની સ્હામે લડાઈ ઉઠાવશે એવો ભય રાખી તીસાફર્નીઝે સ્પાર્ટનો સાથે ત્રીજી મરતબે કોલકરાર કીધા. આ કોલકરારોમાં આગલા બે કોલકરારોની સરતોમાં નીચે મુજબ વધારો કરવામાં આવ્યો:—

એશીયા ખંડમાં ઈરાની શાહાનશાહે પોતાની મરજી મુજબ પોતાનો મુલક નકકી કરવો; ઈરાનને તાબેના ટાપુઓના રક્ષણ માટે શાહાનશાહનો દરીયાઈ કાફલો

---

૧ થીયુસીડાઈડીઝ ૮, ૧૮. ૨ તેજ ૮, ૨૮. ૩ તેજ ૮, ૩૬.
૧ થીયુસીડાઈડીઝ ૮, ૩૭. ૨ તેજ ૮, ૪૬.

આવી પહોંચે ત્યાં સુધી સ્પાર્ટન કાફલાએ થોભી જવું જેનો ખર્ચ તીસાફર્નીઝે ચુકવવો; ઇરાની કાફલાના આવી પહોંચ્યા બાદ જો સ્પાર્ટનોની ગરજ હોય તો સ્પાર્ટન કાફલાનો ખર્ચ તેઓએ કરવો અથવા સ્પાર્ટનોએ કાફલાના ખર્ચ માટે તીસાફર્નીઝ પાસેથી ઉછીકી રકમ કઢાવી પેલોપોનીશીયન યુધ્ધનો અંત આવવે તે પાછી ઇરાનને ચુકતે કરી દેવી; ઇરાની કાફલાના આવી પહોંચ્યા બાદ બન્ને કાફલાઓએ પોતાના ભેગા બળથી એથન્સની સ્હામે[1] યુધ્ધ મચાવવું ત્યા બન્નેની સંમતીથી લડાઇનો અંત આણવો.

તીસાફર્નીઝે આ કોલકરારો ઉપર પણ પાણી ફેરવ્યું. આથી સ્પાર્ટનોએ હેલેસ્પોન્ટ અને થરેસના ઇરાનને તાબેના પ્રગણાઓના હાકેમ ફાર્નાબાજસ સાથે અરસપરસ મદદ આપવાના કોલકરારો કીધા.

**કાઇઝીકસનું દરીયાઈ યુધ્ધ**—આ કોલકરારો પછી સ્પાર્ટનો અને એથીનીયનો વચ્ચે કાઇઝીકસ (Cyzicus) ખાતે એક જબરૂં યુધ્ધ જામ્યું. આ યુધ્ધમાં સ્પાર્ટનોની મ્હોટી હાર થઈ અને સ્પાર્ટન કાફલાનો સઘળો ખર્ચ ફાર્નાબાજસને માથે પડયો. બીજી બાજુથી એથીનીયનોએ સ્પાર્ટાને મદદ આપવા માટે ત્હેની ઉપર વેર લેવા ત્હેની શત્રપી ઉપર હુમલો કરી લુટફાટ ચલાવવા માંડી. આથી ત્હેને એથીનીયનોની દોસ્તી શોધી સ્પાર્ટાનો પક્ષ છોડવો પડયો.

**ઇગોસપોટેમાઇની ખુનખાર દરીયાઇ લડાઈ**—ઇ૦ પુ૦ ૪૦૭ માં શાહાનશાહ દારયવુશે પોતાના ન્હાનાં બેટા કુરૂશને એથન્સનો નાશ કરવા માટે સ્પાર્ટા સાથે મળી જઇ એથીનીયનો સ્હામે જોશબંધ લડાઇ ચલાવવા લીડીયા, ફ્રીજ્યા અને કેપેડોશીયાની હાકેમી બક્ષી સાર્દીસ મોકલ્યો. તે શાહજાદાની સ્પાર્ટન દરીયાઈ સેનાધીપતી લાઇસેન્ડરે સાર્દીસ ખાતે મુલાકાત લીધી. કુરૂશે ત્હેને મ્હોટું આદરમાન આપી નાણાંની કીમતી મદદ આપી. એ મદદથી લાઇસેન્ડર એથીનીયનોને જબરો માર મારી શકતે પણ બીજે વર્ષે ત્હેના ઓધ્ધાની મુદત પુરી થવે ત્હેની જગા ઉપર નીમાયલા સરદાર કાલીક્રેટીડાસને ત્હેની ઉશ્કેરણીથી શાહજાદા કુરૂશે નાણાંની મદદ આપવાના અખાડા કીધા. આથી ઇરાનની મદદ વીના કાલીક્રેટીડાસ નાચાર થઈ ગયો અને છેવટે એથીનીયનો સ્હામે લડતા તે માર્યો ગયો (ઇ૦ પુ૦ ૪૦૬).

બીજે વર્ષે લાઇસેન્ડર પાછો સ્પાર્ટન કાફલાનો વડો નીમાયો (ઇ૦ પુ૦ ૪૦૫). ત્હેને શાહજાદા કુરૂશે નાણાંની મ્હોટી રકમ સ્વાધીન કરવાથી હવે ત્હેણે એથન્સ સ્હામે ધમધોકાર કામ ચલાવ્યું. ત્હેણે ઇરાનના પૈસાથી એક જબરો કાફલો

---

[1] થીયુસીડાઈડીઝ ૮, ૫૮.

ભેગો કીધો અને લેમ્પ્સેકસને ઘેરો ઘાલી તાબે કીધું. ત્યાર પછી તે એથીનીયન કાફલા સ્હામે હંકારી ગયો. એથીનીયનો અને મીત્ર-રાજ્યોના કાફલા વચ્ચે ઇગોસ-પોટેમાઇ ખાતે એક અતી ખુનખાર યુધ્ધ થયું જેમાં એથીનીયનોનો મ્હોટો પરાજ્ય થયો. તેઓનો ૧૮૦ વહાણોનો જબરો કાફલો વગર લડાઈએ મીત્ર રાજ્યોને તાબે થયો અને ૪૦૦૦ એથીનીયન કેદીઓ લાઇસેન્ડરના હાથ ઉપર નીર્દયપણે કપાઈ મુઆ (સપ્ટેમ્બર ૪૦૫). બીજા બે મહીનામાં તો સામોસ સીવાયના બીજા સઘળા ટાપુઓ મીત્ર રાજ્યોને તાબે થયા

બીજી તરફથી ઈરાનના મદદગાર સ્પાર્ટાના રાજા એજીસે એથન્સ ઉપર ચઢાઈ કરી તે નામીચા શહેરને ઘેરો ઘાલ્યો. ત્હેણે તે શહેરના બચાવ અર્થે બાંધેલી પીર્યુસની કીલ્લેબંધીનો નાશ કરી છેવટે તે અતી પ્રખ્યાત શહેર જીતી લીધું. એ રીતે ઈરાનની મ્હોટી મદદથી પેલોપોનીશીયન યુધ્ધનો સ્પાર્ટાની તરફેણમાં અંત આવ્યો અને ઈરાનના શત્રુ એથન્સનો પુરેપુરો નાશ થયો (ઈ૦ પુ૦ ૪૦૫).

**એસ્પેન્ડસ ખાતે ભેગો મળેલો ઈરાની કાફલો**—ઈ૦ પુ૦ ૪૧૨ માં ઈરાન અને સ્પાર્ટા વચ્ચે અરસપરસ મદદ આપવાના કોલકરારો થયા પછી એક પેલોપોનીશીયન યુધ્ધનો ઈ૦ પુ૦ ૪૦૫ માં અંત આવ્યો ત્યાં સુધી સ્પાર્ટન કાફલાએ એકલે હાથે પણ ઈરાનના નાણાંની મ્હોટી મદદની બરકતથી એથીનીયનો સ્હામે લડત ચલાવી હતી. આ લડતમાં ઈરાનની મદદથી ત્હેની જે ફતેહ થવા પામી તેથી ઈરાનને પણ મ્હોટા લાભો થયા. એથન્સનો નાશ થવાથી જો કે ઈરાને એથીનીયન કાફલાની સરકશીનું પુરેપુરૂં વેર લીધું તો પણ ત્હેના કરતાં વધારે ફાયદો તો ઈરાનની સત્તા એશીયા માઈનરના કાંઠા ઉપરના ગ્રીક શહેરો અને ભુમધ્ય સમુદ્રના ટાપુઓ ઉપર આડકત્રી રીતે પાછી બેસવાથી ઈરાનને થયો.

ઈ૦ પુ૦ ૪૪૯ માં સાઇપ્રસના ટાપુમાં આવેલા સાલામીસ શહેરના બારામાં ઈરાની કાફલા અને એથીનીયનો વચ્ચે થયલા યુધ્ધ પછી તે કાફલાને લગતી પહેલવહેલી નોંધ પાછી આપણને ઈ૦ પુ૦ ૪૧૨ ને સુમારે મળે છે. એ વર્ષમાં હાકેમ તીસાફર્નીઝની કોશીશોથી એસ્પેન્ડસના બારામાં એક ફીનીશીયન કાફલો ભેગો મળ્યો હતો. તે કાફલાના બારકસોની સંખ્યા ૧૪૭ ની હતી અને ત્હેની સરદારી ટામોસ (Tamos) નામના નૌકા સેનાધીપતીના હાથમાં હતી.[૧] એ કાફલો તીસાફર્નીઝે સ્પાર્ટનોને મદદ આપવા માટે ભેગો કીધો હતો. પરંતુ ત્હેણે એથન્સ સ્હામેના દરીયાઈ યુધ્ધોમાં ભાગ લીધો હતો કે નહીં તે બાબે કોઈ પણ ગ્રંથકર્તા કશું લખી જતો નથી.

---

૧ થીયુસીડાઈડીઝ ૮, ૮૧ તથા ૮૭.

# પ્રકરણ ૧૩ મું.

—:૦:—

## અજીત ઈરાની કાફલાની સ્પાર્ટા ઉપર ચઢાઈ.

**શાહજાદા કુરૂશનો દરીયાઈ કાફલો**—ઈ૦ પુ૦ ૪૦૪ માં શાહાનશાહ દારયવુશ મરણ પામ્યો અને ત્હેના તખ્ત ઉપર ત્હેનો વડો બેટો અતક્ષત્ર (આર્તાજર્કસીસ નીમન) બીજો આવી બેઠો. શાહાનશાહ અર્તક્ષત્ર સ્હામે ત્હેના ન્હાનાં ભાઇ—એશીયા માઈનરના હાકેમ કુરૂશે ત્હેનું તખ્ત પચાવી પાડવા ઈ૦ પુ૦ ૪૦૧ માં ચઢાઈ કીધી. એ વખ્તે ત્હેણે પોતાની મદદમાં એક દરીયાઈ કાફલો પણ ભેગો કીધો હતો. આ કાફલાના બારકસોની સંખ્યા ૨૫ ની હતી અને ત્હેની સરદારી (Tamos) ટામોસ નામના એક ઇજીપ્શીયન સરદારના હાથમાં હતી. એ કાફલાનો પહેલો ઉપયોગ ત્હેણે સત્રપ તીસાફર્નીઝની હકુમત હેઠળના માઈલીટસના શહેરને ઘેરો ઘાલતી વખતે કીધો હતો. ઈ૦ પુ૦ ૪૦૧ માં શાહાનશાહ અર્તક્ષત્ર ઉપર ચઢાઇ કરવા કુરૂશે જ્યારે લીડીયાની રાજધાની સાર્દીસ છોડ્યું ત્યારે ત્હેણે પોતાના કાફલાને ઈસસ તરફ હંકારી જવા ફર્માવ્યું હતું. આ કાફલાને ઈસસ તરફની સફર દરમીયાન કુરૂશની મદદે સ્પાર્ટાએ મોકલેલો નૌકાસેનાધીપતી પીથાગોરાસની સરદારી હેઠળનો ૩૫ બારકસોનો સ્પાર્ટન કાફલો ઈફીસસ ખાતે આવી મળ્યો. તે કાફલાને સાથે લઇ ઈરાની કાફલો ઈસસ ખાતે કુરૂશને જઇ મળ્યો.[૧] તે શાહાજાદાએ તે કાફલાને ફીનીશીયામાં આવેલા મીરીયેન્ડ્રસ શહેરના બંદર સુધી પોતાની સાથે રાખ્યો. પરંતુ ત્યાર પછી ઈરાની શાહાનશાહતના ભીત્તરમાં જવાનું હોવાથી ત્હેણે તે કાફલાને રૂખસદ આપી.

**સ્પાર્ટા સાથે ઈરાનને લડાઈ**—ઈ૦ પુ૦ ૪૦૦ માં સ્પાર્ટાએ એશીયા માઈનરના કોસ્ટા ઉપરના ગ્રીક શહેરોને મદદ કરવા પોતાના સરદાર થીમ્બ્રનને એશીયા મોકલ્યો. આથી સ્પાર્ટા અને ઈરાન વચ્ચે લાંબી મુદત સુધી લડાઈ ચાલી. આ યુધ્ધ દરમીયાન ચુનંદા ઈરાની ઉમરાવ તીથ્રૌસ્તીઝની ઉશ્કેરણીથી ગ્રીસ ખાતે એથન્સ, કોરીન્થ, થીબ્સ, વીગેરે ગ્રીક રાજ્યોએ સ્પાર્ટા સ્હામે લડાઈ જાહેર કીધી. આથી સ્પાર્ટાના રાજા એજીસીલેયસે પોતાના દેશના બચાવ અર્થે એશીયા માઈનર છોડી સ્પાર્ટા તરફ ન્હાસવા માંડ્યું (ઈ૦ પુ૦ ૩૯૪.)[૨]

---

૧ ઝેનોફોન 'Anabasis' (એનાબાસીસ) પુ૦ ૧ લું, પ્ર૦ ૪ થું.
૨ ઝેનોફોન તથા પ્લુટાર્ક 'એજીસીલેયસ' નું જન્મ ચરીત્ર.

**કોનસ ખાતેથી સ્પાર્ટન કાફલાની ન્હાસભાગ**—એક તરફ ગ્રીસ ખાતે ગ્રીક રાજ્યોને સ્પાર્ટા સ્હામે ઉશ્કેરી મેળી બીજી તરફ ચુંનદા તીથ્રૌસ્તીઝે ફ્રાર્નાબાજસ અને એથીનીયન નૌકાસેનાધીપતી કોનનની મદદથી, ઇજીયન સમુદ્રમાંથી સ્પાર્ટાને હાંકી કાઢવા એક ઈરાની કાફલો ઉભો કરવા માંડયો. આ કાફલાના બારકસોની સંખ્યા શરૂઆતમાં ૪૦ ની હતી. તેની સરદારી મજકુર એથીનીયન નૌકાસેનાધીપતી કોનન અને નામીચા પાર્સી હાકેમ ફ્રાર્નાબાજસના હાથમાં હતી. આ સરદારોએ સઘળી તૈયારીઓ પુરી થવે કારીયા અને લીશીયાના દક્ષીણ કાંઠા ઉપર આવેલા કોનસના બંદર તરફ હંકારી જઇ ત્યાં તેઓ લંગર નાંખી પડયા. આ બંદર ખાતે ફેરેકસ નામના સ્પાર્ટન દરીયાઇ સેનાધીપતીએ ૧૨૦ બારકસોના જબરા સ્પાર્ટન કાફલા વડે ઈરાની કાફલાને ઘેરી લીધો. આ વખતે જો બન્ને કાફલાઓ વચ્ચે યુધ્ધ થતે તો કદાચ ઈરાની કાફલાનો નાશ થતે. પરંતુ એજ વખતે બીજા ૪૦ બારકસોનો એક ઈરાની કાફલો ઈરાનીઓની મદદે આવી પહોંચ્યો. આથી પોતાના બારકસોની મ્હોટી સંખ્યા છતાં સ્પાર્ટનો કોનસ છોડી રહોડસ (Rhodes) તરફ નાઠા.

**નાઇડસનું ખુનખાર દરીયાઈ યુધ્ધ**—કોનસ ખાતેની ન્હાસભાગ પછી રહોડસના ટાપુએ સ્પાર્ટા સ્હામે બળવો જગાડયો અને તે ટાપુને ઈરાની કાફલાની મ્હોટી કુમક હોવાથી સ્પાર્ટનોએ તે બળવો બેસાડી દેવાની જરાક પણ હીમ્મત કીધી નહી. એજ વખ્તે સ્પાર્ટાની મદદે મીસરના પાદશાહ નીફેર્યુસે સ્પાર્ટન ફોજના ઉપયોગ માટે ખોરાકી અને બીજી લશ્કરી સામગ્રીના કેટલાક વહાણો મોકલેલા તે ઈરાની કાફલાના હાથમાં સપડાયા. આથી ઈરાનીઓને મ્હોટો લાભ થયો અને સ્પાર્ટનો તેમનો કબજો મેળવી શકયા નહી.

હવે ઈરાની કાફલાના સરદારોની મરજી સ્પાર્ટન કાફલા ઉપર હુમલો કરી ત્હેને લડાઇમાં ઉતારવાની હતી. પરંતુ તે કાફલાના વડા પઇસેન્ડરે તો ઇરાની કાફલાની રાહ જોવાને બદલે પોતેજ ત્હેની ઉપર હુમલો કીધો. આથી નાઇડસના બંદર ખાતે સ્પાર્ટનો અને ઈરાનીઓ વચ્ચે એક ખુનખાર યાદગાર દરીયાઇ યુધ્ધ જાગ્યું. એ વખતે સ્પાર્ટન કાફલામાં ૮૫ અને ઈરાની કાફલામાં ૯૦ થી થોડાક વધારે બારકસો હતા. આ ઉપરથી માલમ પડે છે કે કોનસ ખાતેની ન્હાસભાગ દરમીયાન સ્પાર્ટનોના લગભગ ૩૫ બારકસો નાશ પામેલા હોવા જોઇએ અને તે બીના દેશાભીમાની એક તરફી ઇતીહાસકર્તા ઝેનોફોને સ્પાર્ટાની લાજ રાખવા છુપાવેલી હોવી જોઇએ. નાઇડસના ખુનખાર યુધ્ધમાં સ્પાર્ટનોની પુરેપુરી નાશકારક હાર થઈ; સરદાર પઇસેન્ડર માર્યો ગયો અને સ્પાર્ટનોના ૪૦ બારકસો કેદ પકડાયા. બાકીના વહાણોમાંથી કેટલાંક ન્હાસી ગયા અને બીજા નાશ પામ્યા (ઇ૦ પુ૦ ૩૯૪).

નાક્ડિસના યુધ્ધમાં સ્પાર્ટાની હાર થવાથી ત્હેણે ઈજીયન સમુદ્ર ઉપરનો કાબુ ખોઇ દીધો અને ઈરાન સ્હામેની બેવફાઇ તથા સરકશીનો સ્વાદ ત્હેણે પુરેપુરો ચાખ્યો. આ યુધ્ધ પછી પાર્સી કાફલો પાછો આખી દુનીઆમાં અજીત થઇ પડયો.

**ભુમધ્ય સમુદ્રમાંના ટાપુઓની ફત્તેહ**—નાક્ડિસના યાદગાર યુધ્ધ પછી ઈરાની કાફલાએ ઈજીયન સમુદ્રમાંના સઘળા ગ્રીક શહેરો અને ટાપુઓ જીતી લીધા. ત્હેણે એક ટાપુથી બીજા ટાપુ તરફ અને એક શહેરથી બીજા શહેર તરફ હંકાર્યું. એ સઘળા ટાપુઓ અને શહેરોના ગ્રીક લોકો તથા સ્પાર્ટન સૈન્યો વગર લડાઇએ ઈરાનીઓને તાબે થયા. ફકત સેસ્તોસ અને એબીડોસના શહેરોજ જીતાવાના બાકી રહ્યા.

**સ્પાર્ટા ઉપર ચઢાઈ**—બીજે વર્ષે ઈરાની કાફલાએ સ્પાર્ટા ઉપર ચઢાઈ કીધી (ઇ૦ પુ૦ ૩૯૩). માર્ગમાં મળતા સઘળા ટાપુઓ ઈરાનીઓએ લુંટી જીતી લીધા. તેઓએ સીથીરામાં એક બંદર બાંધ્યું અને ત્યાર પછી પેલોપોનીશીયન દરીયાનો કબજો લઇ તેઓ કોરીન્થની સંયોગીભુમી ખાતે જઇ થોભ્યા. આ યાદગાર ચઢાઇથી સ્પાર્ટા સ્હામે યુધ્ધમાં ઉતરેલા ઈરાનના મદદગાર ગ્રીક રાજ્યોને મ્હોટી મદદ મળી અને સ્પાર્ટા નીચું પડયું. છેવટે ઈગોસપોટેમાઇના યુધ્ધથી નાશ પામેલા એથન્સ શહેરને પાછું સંજીવન કરવાનો હોકમ આપી ઈરાની કાફલો સરદાર કોનનને સોંપી, ફત્તેહમંદ ફાર્નાબાજસ ઈરાન તરફ પાછો ફર્યો.



# પ્રકરણ ૧૪ મું.

—:૦:—

## સાઈપ્રસ અને ઈજીપ્ત ઉપર ચઢાઈઓ.

—:૦:—

**સાઈપ્રસ ઉપર સ્વારી**—ઈ૦ પુ૦ ૩૯૦ માં **મીસર**ના રાજા **એકોરીસ** અને **એથીનીય**નોની મદદથી **સાઈપ્રસ**ના મ્હોટા ટાપુમાં આવેલા **સાલામીસ** શહેરના ઈરાનના ખંડીયા રાજા ઈવાગોરાસે ઈરાન સ્હામે બળવો જગાડયો. આ બળવો છેક ૩૮૦ સુધી ચાલુ રહ્યો. પરંતુ ઇ૦ પુ૦ ૩૮૬ માં શાહાનશાહ **અતક્ષત્રે** એક મ્હોટું ઈરાની લશ્કર તથા એક જબરો કાફલો ઈવાગોરાસ સ્હામે મોકલાવ્યો. ઈરાની કાફલામાં ૩૦૦ ત્રણ ડોળીવાળા બારકસો હતા અને ત્હેની સરદારી નામીચા નૈકાસેનાધીપતી **તીરીબાઝસ**ના હાથમાં હતી. આ **તીરીબાઝસ**નો જમાઈ ગાયોસ (Gaos) પણ ત્હેના હાથ તળે કાફલામાં સરદારી ભોગવતો હતો. ઈવાગોરાસના કાફલામાં શરૂઆતમાં ફક્ત ૯૦ બારકસો હતા. પરંતુ ત્હેની પાસે ઝડપી ચાલના હલકા બારકસોની સંખ્યા ઘણી હોવાથી ત્હેણે તાગડો રચી ઈરાની લશ્કરની ખાધખોરાકી લાવનારા બારકસો ઉપર મારો ચલાવી તેઓમાંના કેટલાક ડુબાવી દીધા, કેટલાક જપ્ત કીધા અને બાકીના બારકસોને ત્હેણે અટકાવી રાખ્યા. આથી ઈરાની લશ્કરમાં ભુખમરો ચાલ્યો. એજ વખ્તે ઈવાગોરાસે બીજા નવા ૬૦ બારકસો બંધાવ્યા અને ૫૦ વહાણો ખાધખોરાકી તથા સઘળા લશ્કરી સરંજામ સાથે **મીસર**ના રાજા **એકોરીસે** મોકલ્યા. આથી ત્હેના પગમાં ઘણું જોર આવ્યું. આ પછી ત્હેના અને ઈરાનીઓના કાફલાઓ વચ્ચે જબરૂં યુધ્ધ જામ્યું. એ યુધ્ધમાં શરૂઆતમાં તો ઈરાનીઓને ઘણું ખમવું પડયું. પરંતુ દરીયાઈ સેનાધીપતી **તીરીબાઝસ**ની ભારે કોશીશો અને હીમ્મતથી છેવટે ઈરાનીઓની જબરી ફત્તેહ થઈ.[1] આ ઝળકતી જીતથી ઈવાગોરાસને **સાલામીસ**ના કીલ્લામાં લાંબો વખ્ત ભરાઈ બેસી છેવટે ઇરાનને તાબે થવાની ફરજ પડી.

**મીસર ઉપર ચઢાઈ—મીસર**નો પ્રાંત ઇ૦ પુ૦ ૪૦૫ ને સુમારે ઈરાન સ્હામે બળવો જગાડી સ્વતંત્ર થયો હતો. પરંતુ ઈરાનથી સ્વતંત્ર થયા પછી **મીસરી** રાજાઓ ચુપચુપ બેઠા નહીં. તેઓએ ચાલુ સરકશી કર્યાં કીધી અને ઈરાની શાહાનશાહતના શત્રુઓને તેઓએ મ્હોટી મદદ આપી. તેઓએ બળવાખોર શાહજાદા કુરૂશને મદદ આપવા ૨૫ બારકસોનો એક કાફલો સરદાર **ટામોસ**ની સરદારી હેઠળ મોકલ્યો હતો. એજ પ્રમાણે **સ્પાર્ટા**ના રાજા **એજીસીલેયસ**ની મદદમાં

૧ ડાયોડોરસ.

ઈ૦ પુ૦ ૩૯૫ માં **મીસરી** રાજા **નીફેરીયુસે** એક કાફલો રવાના કીધો હતો. વળી **મીસરીઓએ** બળવાખોર ઈવાગોરાસ ત્થા બીજા હુલ્લડખોરોને પણ મ્હોટી મદદ આપી હતી. આ સઘળો વખ્ત શાહાનશાહ **અર્તક્ષત્ર** બહોળી રોકાણમાં હોવાથી ત્હેનાથી **મીસર** તરફ ધ્યાન પહોંચાડવાનું બન્યું હતું નહી. પરંતુ પોતાની રોકાણો પુરી થતાજ તેણે **મીસરને** સજા કરવાનુ કામ હાથ ધર્યું. ત્હેણે ઈ૦ પુ૦ ૩૯૦ થી ૩૮૬ સુધીમાં **મીસરને** તાબે કરવાની કોશીશ કીધી હતી.[1] પરંતુ ત્હેને તેમાં ફત્તેહ મળેલી લાગતી નથી. આથી બીજી વાર ત્હેણે ઘણાજ મ્હોટા પાયા ઉપર તૈયારીઓ કરવા માંડી.

શાહાનશાહ **અર્તક્ષત્રે** ૨,૦૦,૦૦૦ માણસોનું **એશીયાટીક** લશ્કર અને ૨૦,૦૦૦ **ગ્રીકો**નું ભાડુતી લશ્કર ઉભું કીધું. આ ભાડુતી લશ્કરની સરદારી ત્હેણે **આઇફીક્રેટીઝ** નામના **એથીનીયન** નૌકાસેનાધીપતીને સોંપી અને બાકીના સૈન્યની સરદારી ત્હેણે પ્રસીધ્ધ **ફાર્નાબાઝસને** સ્વાધીન કીધી. વળી ત્રણ ડોલીવાળા ૩૦૦ બારકસો અને ત્રીસ ત્રીસ હલેસાંવાળા ૨૦૦ હલકા વહાણો અને તે ઉપરાંત ખાધ-ખોરાકી લઈ જવા માટે બીજા સંખ્યાબંધ ભારબરદારી ઝાઝોનો એક કાફલો પણ ભેગો કરવામાં આવ્યો.[2] ત્રણ વરસની ભારે તૈયારીઓ પછી ઈરાની લશ્કર ત્થા કાફલો **સીરીયાના** કોસ્ટા ઉપર છેક દક્ષીણે આવેલા **એકર** (Acre) ના બંદરમાં ભેગા મળ્યા. ઈ૦ પુ૦ ૩૭૪ ની વસંત રૂતુમાં તેઓ **એકરથી** ઉપડયા. ઈરાની લશ્કર **ફીલીસ્તીયા** અને રેતીનું વણ વટાવી **પેલ્યુશીયમ** તરફ ચાલ્યુ અને ઈરાની કાફલો દરીયાને કાંઠે કાંઠે થઈ તે તરફ હંકારી ગયો. **પેલ્યુશીયમનું** શહેર તે વખતે ઘણીજ મજબુત હાલતમાં હતું અને ત્હેને જીતી લેવાનું જ્યારે **ફાર્નાબાઝસને** ઘણુંજ મુશ્કેલ માલમ પડ્યું ત્યારે ત્હેણે પોતાની લડાઈ કરવાની આગલી ગોઠવણમાં મ્હોટો ફેરફાર કીધો. ત્હેણે ઈરાની કાફલાના થોડાક બારકસો ઉપર ૩૦૦૦ ચુનંદા માણસોનું એક લશ્કર ચઢાવી દઈ **મીસરનો** કીનારો છોડી ઉત્તર તરફ હંકારવા માંડયું, અને જ્યાં સુધી કીનારા ઉપરથી દેખી નહી શકાય એટલો તે દુર ગયો નહી ત્યાં સુધી ત્હેણે હંકાર્યાં કીધું. પરંતુ રાત્રી પડતાજ ત્હેણે પોતાનો માર્ગ બદલી નાંખ્યો અને નૈરૂત્ય કોણ તરફ હંકારી તે ગુપચુપ **નાઈલ** નદીની **મેન્ડેશીયન** શાખાના મુખ તરફ આવી લાગ્યો. આ મુખના બચાવ માટે બન્ને કીનારા ઉપર બે કીલ્લાઓ બાંધી તેઓને એક પુલ વડે જોડી નાંખવામાં આવ્યા હતા; તે કીલ્લાઓ આગળ ફાર્નાબાઝસે પોતાના લશ્કરના થોડાક માણસોને વગર મુશ્કેલીએ

---

૧ જુઓ સાઈક્સની ઈરાનની તવારીખ વો૦ ૧ લું, પ્ર૦ ૧૯ મું, પાનું ૨૪૪.
૨ ડાયોડોરસ ત્થા કોરનેલીયસ નીપોસ. "આઇફીક્રેટીઝ" નું જન્મચરીત્ર.

ઉતાર્યાં અને ત્યારબાદ ત્હેણે તેઓની તપાસ લેવા માંડી. એ વખતે કીલ્લા-માંની ફોજે ઈરાની લશ્કર ઉપર હુમલો કીધો. પણ તેમાં **મીસરીઓએ** જબરો માર ખાધો અને બન્ને કીલ્લા ઈરાનીઓએ જીતી લીધા. ત્યાર પછી બાકી રહેલું લશ્કર પણ ફ્રાનાંબાઝસે જમીન ઉપર ઉતાર્યું.

ઉપલી ફત્તેહ પછી આઇફીક્રેટીસે એકદમ મેમ્ફીસ ઉપર ધસારો લઇ જઇ ત્હેને જીતી લેવાની ફ્રાનાંબાઝસને સલાહ આપી કારણ કે એ વખતે તે શહેર ખાતે **મીસરીઓએ** મ્હોટું **મીસરી** લશ્કર રાખેલું હતું નહી. તેઓએ તો પોતનું સઘળું બળ પેલ્યુશીયમ અને નાઇલ નદીના બીજા મુખોના બચાવ અર્થે. રાખેલું હતું. આથી થોડી મુશ્કેલીથી મેમ્ફીસ જીતી શકાય એવો મામલો હતો. પરંતુ ફ્રાનાંબાઝસે ત્હેની સલાહ માન્ય રાખી નહી. ત્હેની પાસે મ્હોટું સૈન્ય હોવાથી તે તો ધીમે પણ મક્કમ પગલે આગળ વધવા માંગતો હતો. વળી તે વખતે ત્હેનું સઘળું સૈન્ય ત્હેને આવી મળ્યું હતું નહી તેથી પણ તે થોભી જવા માંગતો હતો અને ત્યાર પછી તે મેમ્ફીસ ઉપર ધસી જઈ ત્હેને હાથ કરવાની ખાત્રી રાખતો હતો. આઇફીક્રેટીઝે પોતાને જોખમે પોતાના ભાડુતી ગ્રીક લશ્કર સાથે નાઇલ નદીના ડેલ્ટાના ભીત્તરમાં ધુસી જઇ મેમ્ફીસ હાથ કરવા માંગ્યું. પરંતુ તેમ કરવા માટે પણ ફ્રાનાંબાઝસે ત્હેને રજા આપી નહી. તે એમ ધારતો હતો કે આઇફીક્રેટીઝ મેમ્ફી-સની ફત્તેહ પછી પોતેજ **મીસર**નું તખ્ત પચાવી બેસવાની આશામાં હતો. આ પ્રમાણે જ્યારે ફ્રાનાંબાઝસ પોતાના લશ્કરની રાહ જોતો બેઠો હતો ત્યારે **મીસર**ના રાજા નેકટેનીબોએ મેમ્ફીસના કીલ્લામાં એક જબરૂં મીસરી લશ્કર દાખલ કરી, પેલ્યુશીયમ છોડી, ઈરાનીઓની છાવણી તરફ ચાલું મુકયું. ત્હેના અને ઈરાનીઓના લશ્કરો વચ્ચે ચાલું ઝપાઝપી થતી રહી અને ઈરાનીઓને તેથી થોડું ઘણું ખમવુ પડ્યું. એમ કરતા મધ્ય ઉનાળો આવી લાગ્યો. ઈટીશીયન (Etesian) પવન ફુંકાવા માંડ્યો અને નાઇલ નદીના પાણી ઉભાઇ જઇ રેલ આવવા લાગી. ધીમે ધીમે સઘળા ડેલ્ટા ઉપર પાણી ફરી વળ્યું. રસ્તાઓ પાણીથી ઢંકાઇ ગયા અને નદીઓનો પ્રવાહ ભાગ્યેજ નજરે પડવા લાગ્યો. આથી છેવટે પોતાની ફત્તેહ અધુરી મુકી ઈરાનીઓને પાછું ફરવું પડ્યું.[1]

**મીસરની મહાભારત ફત્તેહ**—શાહાનશાહ અર્તક્ષત્ર નીમનના મૃત્યુ પછી ત્હેનો બહાદુર બેટો દારયવુશ ઓકસ ઈરાનના તખ્ત ઉપર આવી બેઠો (ઈ૦ પુ૦ ૩૫૯). શાહાનશાહ દારયવુશે પોતાની શાહાનશાહતમાં જાગેલા—ફીન્યા, સાઇડોન,

---

૧ જુઓ ડાયોડોરસ પુ૦ ૧૫, ૪૧ થી ૪૩; કોરનેલીયસ નીપોસ "આઈફીક્રેટીઝ" તથા "ચેબ્રીયાસ;" શેલીન્સન "ઈજીપ્ત" પ્ર૦ ૧૧ મું.

ટાયર, અરાદસ, સાઇપ્રસ, વીગેરેના બળવાઓ બેસાડી દઇ મીસર જીતવાનો મક્કમ ઠરાવ કીધો. ત્હેણે મીસર ઉપર એક ચઢાઈ ઇ૦ પુ૦ ૩૫૧ માં મોકલી હતી. પરંતુ તેમાં ત્હેને ફત્તેહ મળી હતી નહી. આથી ત્હેણે બીજી ચઢાઇની સરદારી પોતાનાજ હાથમાં રાખવાનો વીચાર કીધો. ત્હેણે ૩,૩૦,૦૦૦ એશીયાટીક અને ૧૪,૦૦૦ ભાડુતી ગ્રીકોના ગંજાવર લશ્કર ઉપરાંત એક મ્હોટો દરીયાઇ કાફલો પણ ભેગો કીધો હતો. આ ગંજાવર ફોજ સાથે ત્હેણે ઇ૦ પુ૦ ૩૪૬ માં મીસર ઉપર મહાભારત ચઢાઇ કીધી. આ ચઢાઇમાં ઈરાની કાફલાએ અગત્યનો ભાગ ભજવી બતાવ્યો. ઈરાનીઓએ મીસરીઓ ઉપર ઘણી ઝળકતી જીતો મેળવી અને ઈરાની કાફલાએ ઇરાની લશ્કરને એક જગાથી બીજી જગાએ ઝડપથી લઇ જઇ મીસરીઓને પોતાનું જોર જમાવવાની જરાક પણ તક આપી નહી. આખરે મીસર પડયું અને ઈરાન સ્હામેની ચાલુ સરકશીનો ત્હેને પુરેપુરો સ્વાદ ચાખવો પડયો. એ પછી છેક હખામની શાહાનશાહતની આખરી આરી ત્યાં સુધી મીસર ઈરાન સ્હામે બળવો ઉઠાવવાનું ભુલી ગયું.[1]

**સાઈપ્રસ સ્હામે ચઢાઈ**—આપણે ઉપર જોઇ ગયા છીયે કે શાહાનશાહ અર્તક્ષત્ર (દારયવુશ ઓકસ) ૩. સ્હામે સાઇપ્રસે પણ બળવો ઉઠાવ્યો હતો આ બળવો બેસાડી દેવાનું કામ ત્હેણે પોતાના કારીયાના ખંડીયા રાજા ઈદ્રીયુસને સોંપ્યું. ઈદ્રીયુસે પોતાને સોંપેલું કામ પુરતી ફત્તેહ સાથે પાર ઉતાર્યું. ત્હેણે ફોશ્યન નામે એક એથીનીયન સરદારને ૮૦૦૦ માણસોના એક ભાડુતી ગ્રીક લશ્કર સાથે સાઇપ્રસ ખાતે મોકલ્યો અને ત્હેની મારફતે તે ટાપુનો બળવો બેસાડી દીધો. તે વખ્તે ત્હેની જોડે ૪૦ બારકસોનો એક કાફલો પણ ઈદ્રીયુસે મોકલ્યો હતો.

---

૧ ડાયોડોરસ પુ૦ ૧૬ મું; રોલીન્સન 'ઈજીપ્ત' પ્ર૦ ૨૭ મું.



# પ્રકરણ ૧૫ મું.

## પાર્સી કાફલાની છેવટની ઝળકતી ફત્તેહો.

**એશીયાના કાંઠા ઉપરના બંદરો અને ટાપુઓની ફત્તેહ—મીસરની** ફત્તેહ પછી મહાન શાહાનશાહ દારયવુશ **ઓકસે** પોતાના ચુનંદા **ગ્રીક** સપેહસાલાર **મેન્ટરને મીસરની** ચઢાઇ દરમીયાન ત્હેણે ઇરાનની મહાભારત સેવા બજાવવાના બદલામાં **એશીયાના** કાંઠા ઉપરના બંદરો **અને** ટાપુઓની હાકેમી બક્ષી. આ ટાપુઓ અને શહેરોએ તે શાહાનશાહના અમલની શરૂઆતમાં ઇરાન સ્હામે બળવો ઉઠાવ્યો હતો. માટે તેમને સજા કરવા મશ્હુર **મેન્ટરે** ઇરાની કાફલાની સરદારી લઇ હવે તેમની સ્હામે ચઢાઇ કીધી. ત્હેણે **એશીયાના** કાંઠા ઉપરના સઘળા **ગ્રીક** શહેરોને પાછા તાબે કીધા **અને** ત્યાર પછી **લેસ્બોસના** ટાપુમાં આવેલા **આતરનીયસના** કીલ્લાના **ગ્રીક** રાજા હુર્મીયાસને હરાવી **લેસ્બોસ** તથા ઇજીયન સમુદ્રના તમામ ટાપુઓ ફત્તેહ કીધા. **હેલેસ્પોન્ટ** તરફ પણ તે ધસારો લઇ ગયો અને **સ્પાર્ટા** સાથની લડાઇ વેળા જે જે શહેરો અને બંદરો ઇરાને જીતી લીધા નહી હતા તે તે શહેરો અને બંદરો પણ ત્હેણે હાથ કીધા (ઇ૦ પુ૦ ૩૪૫ થી ૩૩૯).

**એટલસ અને પાર્મીનીયોની શીકસ્ત**—શાહાનશાહ દારયવુશ **ઓકસનુ** ઇ૦ પુ૦ ૩૩૮ માં ખુન થયું[1] અને ત્હેના તખ્ત ઉપર ત્હેનો બેટો **આર્સીઝ** આવી બેઠો. આ **આર્સીઝના** અમલમાં **મેસીડનના** પાદશાહ **ફીલીપે** પોતાના સરદારો **એટલસ (Attalus)** અને **પાર્મીનીયો (Parmenio)** ને ઇરાન સ્હામે લડવા **એશીયા માઇનર** મોકલ્યા. આ વખતે નામીચો **મેન્ટર** મરણ પામ્યો હતો અને **હેલેસ્પોન્ટનો** ઇરાની દરીયાઇ કાફલો ત્હેના ભાઇ **મેમ્નનના** હાથમાં હતો. ત્હેણે પ્રથમ કાઇઝીકસના શહેર ઉપર ચઢાઇ કરી ત્હેના કીલ્લાની બહારની ભુમી તથા બાગબગીચાઓ વીગેરે લુંટી પુષ્કળ લુટ મેળવી અને ત્યાર પછી **પીતાનીના** શહેર ઉપર ધસી જઇ **મેસીડોનીયન** સરદાર **પાર્મીન્યોને** તે શહેર ઉપરનો ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડી. ત્યાર પછી કેલાસ નામના એક બીજા **મેસીડોનીયન સરદારને** પણ જબરો માર મારી ત્હેને રોહતીયમના શહેરમાં ભરાઇ બેસવાની ત્હેણે ફરજ પાડી.[2]

**ઇરાની કાફલા સ્હામે લડવાની સીકંદરની અશકતી**—શાહાનશાહ આર્સીઝના મૃત્યુ પછી હખામની વંશનો છેલ્લો પાર્સી શાહાનશાહ દારયવુશ

૧ ડાયોડોરસ પુ૦ ૧૬ મું. ૨ ડાયોડોરસ પુ૦ ૧૭ મું.

ડોમાનસ ઇરાનના તખ્ત ઉપર આવી બેઠો (ઇ૦ પુ૦ ૩૩૬). આ કમનશીબ જયકર્તા સ્હામે ઇ૦ પુ૦ ૩૩૪ માં મેસીડનના અજીત પાદશાહ સીકંદરે (એલેક્ઝાન્ડર–Alexander) ચઢાઇ કીધી. તે પોતાની સાથે ૧૮૨ જંગી બારકસોનો એક કાફલો[1] લાવ્યો હતો તે ઉપર સ્વાર થઈ ત્હેણે હેલેસ્પોન્ટની ખાડી વટાવી ઇરાની શાહાનશાહતમાં પગ મેલ્યો. એ વખતે ત્હેને એશીયા ખંડમાં દાખલ થતો પાર્સી કાફલાએ અટકાવ્યો નહી જેનું પાછળથી ઘણુજ ખરાબ પરીણામ આવ્યું.

સીકંદરે એશીયામાં દાખલ થઇ ગ્રેનેકસની જબરી લડાઇમાં ઇરાનીઓને હરાવ્યા. ત્યાર પછી ત્હેણે ફ્રીજ્યાનો પ્રાંત વગર લડાઇએ તાબે કીધો. લીડીયા પણ વગર લડાઇએ ત્હેને તાબે થયું. ત્યારબાદ ઈફીસસની તાબેદારી સ્વીકારી ત્હેણે માઇલીટસના મજબુત શહેરને ઘેરો ઘાલ્યો. આ ઘેરા દરમીયાન ઇરાની દરીયાઇ બળનું અજીતપણું પુરવાર થયું.

જ્યારે સીકંદરે માઇલીટસ શહેર ઉપર ઘેરો નાંખ્યો ત્યારે તે શહેરની મદદમાં ૪૦૦ બારકસોનો એક જંગી ઇરાની કાફલો માઇકલીના ખડક આગળના બારામાં લંગર નાંખી પડયો હતો. આ કાફલાના સરદારોની મતલબ માઇલીટસનું બારૂં હાથ કરી ત્યાંથી તે શહેરમાંના લશ્કરને મદદ પહોંચતી કરવાની હતી. પરંતુ તે કાફલો માઇકલી તરફ આવી પહોંચે તે આગમચ તો સીકંદરના દરીયાઈ સેનાધીપતી નીકેનોરે (Nicanor) તક સાંધી ૧૬૦ બારકસોના મેસીડોનીયન કાફલા સહીત માઇલીટસનું બારૂં રોકી લીધું. ત્યાર પછી સીકંદરના સરદાર પાર્મીનીયોએ ત્હેને ઇરાની કાફલા ઉપર એકદમ ચઢાઇ લઇ જઇ ત્હેને હરાવવાની સલાહ આપી. ત્હેણે જણાવ્યું કે ઇરાની કાફલાને હરાવવામાં જો મેસીડોનીયન કાફલો શકતીવાન નીવડશે તો મેસીડોનીયનોનો ત્રાસ સઘળી દીશાએ ફેલાઇ જશે અને તેથી ઇરાન સ્હામેના યુધ્ધનું કામ સવળ થઇ પડશે. પરંતુ જો દરીયાઇ યુધ્ધમાં મેસીડોનીયનોની હાર થાય તો તેમાં પણ તેઓને ઝાઝું ભોગવવાનું નથી કારણ કે પાર્સી દરીયાઇ કાફલાના ભારે બળથી તો સર્વે વાકેફગાર છે. વળી ત્હેણે પોતાને જોખમે પાર્સી કાફલા સ્હામે ઝીપલાવવાનું માથે લેવા માંગ્યું. પરંતુ સીકંદરને ત્હેનું પગલું ઉછાછળું માલમ પડયું. ત્હેને લાગ્યું કે પાર્સી કાફલાના કુશળ અને અનુભવી સાઇપ્રીયન ત્થા ફીનીશીયન નાવીકો સ્હામે મેસીડનના બીન અનુભવી અને વગર કેળવાયલા ખલાસીઓ ટકી શકશે નહી. ત્હેની ઇચ્છા જમીન ઉપર જબરી જીતો મેળવી સંપાદન કીધેલી કીર્તી દરીયાઇ યુધ્ધમાં માર ખાઇ ખોઇ દેવાની હતી નહી. વળી

[1] ડાયોડોરસ પુ૦ ૧૭, પ્ર૦ ૧૭; જસ્ટીન ૧૧,૬.

સે બીહીધો કે શરૂઆતમાંજ જો તે દરીયામાં માર ખાઇ બેસશે તો તેથી ગ્રીસ ખાતેના હેના શત્રુઓ હેની સ્હામે હુલ્લડો મચાવ્યા વીના રહેશે નહી. વળી દરીયાઇ યુધ્ધ માટે હેની પાસે પુરતા સાંધનો પણ હતા નહી. આથી હેણે ઇરાની કાફ્લા સ્હામે જોર અજમાવવાનો વીચાર માંડી વાળ્યો.

માઇલીટસના પડી ભાગવા પછી ઇરાની કાફ્લાએ મેસીડોનીયન કાફ્લાને લડાઈમાં ઉતરવાની ઘણી કોશીશ કીધી. પરંતુ તેમા તે ફાવ્યો નહી. માઇકેલીના અંદર ખાતેના પરદેશાઓ અવારનવાર પોતાની કીસ્તીઓ ઉપર સ્વાર થઈ મેસીડોનીયન કાફ્લા ઉપર ધસારો લઇ જઇ હેને પજવતા અને રાતને વખતે પાછા માઇકેલીના બંદરમાં આવે ભરાઇ બેસતા તોપણ તે ઇરાની કાફ્લા સાથે જોર અજમાવવાની હીમ્મત કરતો નહી. ઇરાની કાફ્લાને પાણી લાવવા છેક દશ માઇલ દુર મીયાન્દર નદીના મુખ સુધી જવું પડતું. તે તરફના પ્રદેશનો પણ સીકંદરની ઘોડેસ્વાર ફોજના સરદાર ફીલોતસે પાયદળ સીપાહોની ત્રણ ટુકડીઓની મદદથી કબજો લીધો. પરંતુ તેથી કંઇ પાર્સી કાફ્લો ડરી ગયો નહી. પરંતુ તે તો છેક સામોસ ખાતે જઇ ત્યાંથી પીવાનુ પાણી તથા ખોરાકી લઇ પોતાની જગા ઉપર આવી ઉભો રહેવા લાગ્યો. જ્યારે પણ સીકંદરના કાફ્લાના નાવીકો લાકડા લાવવા કે ખાધખોરાકી મેળવવા જમીન ઉપર ઉતરતા ત્યારે ઇરાની કાફ્લાના બારકસો તેઓના વહાણો ઉપર હુમલો લઇ જતા. એજ મુજબ એક વખતે જ્યારે સીકંદરના કાફ્લાના નાવીકો પોતાની હાજતો પુરી પાડવા પોતાના બારકસો છોડી જમીન ઉપર ઉતર્યાં ત્યારે પાર્સી કાફ્લાના પાંચ બારકસો લાડીનો ટાપુ અને સીકંદરની છાવણી વચ્ચેના દરીયામાં ધુસી ગયા. પરંતુ સીકંદરે જ્યારે તેઓને પોતાની તરફ આવતા દીઠા ત્યારે હેણે પોતાના દશ બારકસો ઉપર ખલાસીઓ ચઢાવી દઇ તેઓને તેમની સ્હામે ઝડપમાં રવાના કીધા. આથી ધીમી ચાલનું એક બારકસ તેઓના હાથમાં સપડાઈ ગયું. પરંતુ બાકીના ચાર વહાણો તો ઇરાની કાફ્લાને પાછા જઈ મળ્યા. આ મુજબ લાંબી મુદત ચાલ્યું પણ મેસીડોનીયન કાફ્લાએ લડાઈમાં ઉતરવાની હીમ્મત કીધી નહી છેવટે સીકંદર પોતે પણ થાકો અને ઇરાની કાફ્લાનું ભારે બળ જોઇ હેની સ્હામે લડવાનું વ્યર્થ સમજી હેણે પોતાનો કાફ્લો વીખેરી નાંખ્યો અને પોતાના બારકસો ઉપરના નાવીકોને પોતાના લશ્કરમાં દાખલ કરી દીધા. આ રીતે ઇરાની કાફ્લાનું અજીતપણું તે મહાત્મા પાદશાહે પણ કબુલ રાખ્યું.

સીકંદરનો વીચાર પોતાનો દરીયાઈ કાફ્લો વીખેરી નાંખી જમીન ઉપરના લશ્કરની મદદથી ભુમધ્ય સમુદ્રનો આખો ઇરાનને તાબેનો કોસ્ટો જીતી લેવાનો

હતો. આ કોસ્ટાની ફત્તેહથી ઈરાની કાફલાનો ઈરાન સાથનો સંબંધ છુટો પડી જવાથી છેવટે ઇરાની કાફલો ઈરાનને વગર ઉપયોગનો થઇ પડશે એવું ત્હેનુ મત હતું. અને ખચીતજ આખરે તેમજ બનવા પામ્યું.

**હેલીકર્નાસસ ખાતે પાર્સી કાફલાની બળત્વારી**—માઇલીટસની ફત્તેહ પછી મહાત્મા સીકંદરે કારીયાના બીજા સઘળા શહેરો જીતી લઈ હેલીકર્નાસસના મજબુત શહેરને ઘેરો ઘાલ્યો. આ ઘેરા દરમીયાન ઈરાની કાફલાએ તે શહેરનો ઘણી બળત્વારીથી બચાવ કર્યો. નામીચો નૈકાસેનાધીપતી મેમ્નન એ શહેરની મદદમાં ૪૦૦ બારકસોનો ગંજાવર અજીત ઈરાની કાફલો લઈ આવ્યો હતો. તે કાફલાની મદદથી ત્હેણે સીકંદરને લાંબી મુદત સુધી હંફાવ્યો. પણ જ્યારે ત્હેને માલમ પડ્યું કે તે શહેર શત્રુઓ સ્હામે લાંબી મુદત ટકી શકશે નહી ત્યારે ત્હેણે તે શહેરના સઘળા રહેવાસીઓ તથા કીમતી માલ મીલ્કતને પોતાના કાફલાના બારકસો ઉપર ચઢાઇ દઇ ત્હેને આગ લગાંડી મેળી અને પછી પોતે તે શહેર છોડી ચાલી ગયો (ઇ૦ પુ૦ ૩૩૪).

**યાદગાર મેમ્નનની છેલ્લી ફત્તેહો**—હેલીકર્નાસસની જીત પછી મહાત્મા સીકંદરે એશીયા મઇનરની દક્ષીણની નબળી પ્રજાઓને તાબે કીધી. ત્યારબાદ ત્હેણે પેફલેગોનીયા, કેપેડોશીયા, સીલીશીયા અને ફીનીશીયા ફત્તેહ કરી ઈસસના ખુનખાર યુધ્ધમાં શાહાનશાહ દારયવુશનો જબરો પરાજ્ય કીધો (ઇ૦ પુ૦ ૩૩૩ નવેમ્બર.)

ઉપર મુજબ જ્યારે મહાત્મા સીકંદર જબરી જીતો મળવી ઈરાનના બાત્તરમાં ધુસતો હતો ત્યારે જગપ્રસીધ્ધ જોધ્ધો મેમ્નન ખુદ મેસીડન ઉપર ચઢાઇ લઇ જઇ સીકંદરને એશીયામાંથી પોતાના દેશના બચાવ અર્થે ન્હસાડવાના વીચારમાં હતો. આથી ત્હેણે મેસીડન ઉપર ચઢાઇ કરવા આગમચ કીયોસના ટાપુને જીતી લીધો અને ત્યાર પછી લેસ્બોસના ટાપુના સઘળા શહેરો ફત્તેહ કરી તે ટાપુના સીકંદરને તાબેના શહેર માઇટીલીનીને ઘેરો ઘાલ્યો. ત્હેણે તે શહેરનું બારૂં સઘળી દીશાએ ઘેરી લીધું અને પોતાના કાફલાને તે શહેરની પશ્ચીમે આવેલા સીગ્રીયમના ભુશલાકા આગળ ત્હેણે ભેગો કીધો કે જેથી તે શહેરને બહારથી મદદ મળી શકે નહી. પરંતુ એટલામાં તો ઈરાનના મ્હોટા કમનશીબે બહાદુર મેમ્નનનું મરણ નીપજ્યું. મરતી વેળાએ ઈરાની કાફલાની સરદારી ત્હેણે પોતાના બનેવી આર્તાબાઝસના બેટા ફાર્નાબાજસને સોંપી. ત્હેના મરણ બાદ જોકે ઈરાનીઓએ માઇટીલીની સર કર્યું તોપણ મેસીડન ઉપર ચઢાઇ કરવાની ગોઠવણ તો તેઓએ માંડી વાળી-આથી ઈરાનને ભારે ખોટ ગઇ અને તે સીકંદરના હાથમાં જઈ પડ્યું.

**તેનીડાસની તાબેદારી**—**માઇટીલીનીની** ફત્તેહ પછી દરીયાઇ સેનાધીપતી ફ્રાનાંબાઝસ **લીશીયા** તરફ હંકારી ગયો. અને બીજો ઇરાની નૈકાસેનાધીપતી **ઓતો**ફ્રેદાતીસ બીજા ટાપુઓ તરફ નીકળી ગયો. **લીશીયા** ખાતે **મેન્ટર**નો **ભ**ટો **થાઈ**મોનદાસ ફ્રાનાંબાઝસને આવી મળ્યો અને ત્હેણે ત્હેને જણાવ્યું કે શાહાનશાહ દારયવુશે ત્હેને ઇરાની કાફલાની સરદારી સ્વાધીન કીધી છે. આથી ફ્રાનાંબાઝસ ઇરાની કાફલાનો વડો નૈકાસેનાધીપતી બનવા પામ્યો. ત્યાર પછી તે **લીશીયા** છોડી **ઓતોફ્રેદાતીસ**ને મદદ કરવા ત્હેને જઇ મળ્યો. તેઓ જ્યારે ભેગા મળ્યા ત્યારે તેઓએ દાતામીસ નામના પાર્સી સરદારને દશ બારકસો સોંપી તેને **સાઇકલે**ડીઝના ટાપુઓ તરફ રવાના કીધો અને તેઓ પોતે સો વહાણોનો કાફલો લઇ **તેનીડાસ**ના ટાપુ તરફ હંકારી ગયા. આ ટાપુના રહેવાસીઓ **સીકંદર**ના તાબામાં હતા માટે તેઓએ તેઓ ઉપર સંદેશો મોકલ્યો કે તેઓએ **સીકંદર** સાથે થયલા કોલકરારો જે પથ્થરો ઉપર કોતરાવ્યા હતા તે પથ્થરો ભાગી નાંખવા અને **એન્ટા**લ્સીડાસની સુલેહના કોલકરારો મુજબ તેઓએ ઇરાનની તાબેદારી સ્વીકારવી. પ્રથમ તો તેઓએ તેમ કરવા સાફ ના પાડી. પરંતુ જ્યારે તેઓની ખાત્રી થઇ કે **હી**ગીલોકસની સરદારી તળેનો નવો **મેસીડોનીયન** કાફલો તેઓની મદદે જલદીથી આવી શકશે નહી ત્યારે તેઓ ફ્રાનાંબાઝસના હોકમ મુજબ અમલ કરવાને મંડી જઈ ઇરાનને તાબે થયા.

**મેસીડનનો નવો દરીયાઇ કાફલો**—જ્યારે મેસીડન ખાતેના **સીકંદર**ના હાકેમ **એન્તીપેટર**ને ખબર પડી કે ઇરાની કાફલો ઇજીયન સમુદ્ર માંહેલા ટાપુઓ ફત્તેહ કરી મેસીડન ઉપર ધસી આવવા માંગે છે ત્યારે ત્હેણે **એન્ડ્રોનીકસ**ના પુત્ર **પ્રોતીયાસ** મારફતે યુબીઆ અને **પેલોપોનીસસ** ખાતેથી એક દરીયાઇ કાફલો ઉભો કીધો. આ વખતે નૌકાસેનાધીપતી દાતામીસ પોતાના દશ ઇરાની બારકસો સાથે **સાઇકલેડીઝ**ના ટાપુઓના ઝુમખા માંહેલા **મીલોસ**ની ઇશાન દીશાએ આવેલા **સીફીનસ**ના ટાપુ ખાતે લંગર નાંખી પડેલો હતો. આ વાતની ખબર **પ્રોતીયાસ**ને પડતાજ ત્હેણે પોતાની જોડે ૧૫ બારકસો લઇ, યુરીપસ (**નીગ્રોપોંટ**)ના ટાપુ આગળ આવેલા **ચાલ્સીસ**ના બારામાંથી નીકળી, **એટીકા** અને **સીફીનસ**ની અધ વચ્ચમાં આવેલા **સીન્થસ**ના ટાપુ ખાતે જઇ ઇરાની બારકસોની હીલચાલ તપાસવા ત્યાં લંગર નાંખ્યું. રાત્રી પડતા ત્હેણે ત્યાંથી **સીફીનસ**ના ટાપુ તરફ હંકાર્યું અને બડી બામદાદને વખ્તે ત્હેણે દાતામીસના કાફલા ઉપર એકાએક ધસારો કીધો. ત્હેના આવા હીચકારા હુમલાથી તે ઇરાની કાફલાના આઠ બારકસો કેદ પકડવાને

શકતીવાન થયો. પરંતુ બાકી રહેલા બે બારકસો સાથે દાતામીસ સહીસલામત પોતાના મ્હોટા ઈરાની કાફલાને જઈ મળવાને ફત્તેહમંદ નીવડયો.[1]

**ઈસસના યુધ્ધથી ઈરાની કાફલાની થયલી ગંભીર સ્થીતી**—તેનીડાસની ફત્તેહ પછી ઈરાની કાફલો કીયૉસના ટાપુ ખાતે લંગર નાંખી પડયો હતો ત્યાંથી ત્હેણે તે ટાપુ ખાતે થોડુંક લશ્કર રાખી સોરીનસ તરફ હંકાર્યું. આ વખ્તે તે કાફલામાં ઝડપી ચાલના ૧૦૦ બારકસો હતા. સીફીનસ ખાતે ઈરાનીઓને સ્પાર્ટાનો રાજા એજીસ ત્રીજો ત્રણ ડોળીવાળા એક બારકસ ઉપર સ્વાર થઈ આવી મળ્યો. ત્હેની મરજી ઈરાન કનેથી પૈસા અને વહાણોની મદદ મેળવી પેલોપોનીસસના પ્રાંત ઉપર એકદમ ચઢાઈ લઈ જવાની હતી. આથી ત્હેણે ફ્રાર્નાબાઝસ અને ઓતોફ્રેદાતીસની મદદ માંગી. પરંતુ એટલામાં ઈસસના નાશકારક યુધ્ધની ખબર ઈરાનીઓને મળતા તેઓ અત્યંત દીલગીર થઈ ગયા. ફ્રાર્નાબાઝસ બીહીધો કે આ ખબરથી હીમ્મત પકડી કીયૉસના રહેવાસીઓ બળવો ઉઠાવશે તેથી તે તો ત્રણ ડોળીવાળા ૧૨ બારકસો સાથે લઈ કીયૉસ તરફ હંકારી ગયો. ઓતોફ્રેદાતીસે એજીસને ૭,૩૦૦ પાઉંડની ત્થા ત્રણ ડોળીવાળા ૧૦ બારકસોની મદદ આપી. પરંતુ તે મેસીડન સ્હામે લડવા પુરતી હતી નહી. જો આ વખ્તે ફ્રાર્નાબાઝસ મેસીડન ઉપર ધસી ગયો હતે તો ઈરાનને મ્હોટો લાભ થતે. પરંતુ ઈસસના યુધ્ધથી ઈરાની કાફલાને મોતમંદ માર પડયો હોય તેમ ઈરાનીઓ ઢીલા થઈ ગયા.

ઉપલા દશ બારકસો પોતાની સાથે લઈ એજીસ ક્રીટના ટાપુ ઉપર ચઢાઈ લઈ ગયો અને તે ટાપુના ઘણાંક શહેરોને જબરીથી જીતી લઈ પાર્સીઓને તાબે થવાની ફરજ પાડી.[2] પરંતુ બીજા તવારીખનવેશો મુજબ તો ત્હેણે તે બારકસો હીપીયાસની સરદારી તળે પોતાના ભાઈ એજીસીલેયસ ઉપર માતાપાનના ભુશલાકા તરફ રવાના કરી ત્હેને અરજ કીધી કે ત્હેણે તે બારકસોના નાવીકોનો પગાર ચુકવી દઈ ક્રીટના ટાપુ ભણી નીકળી જઈ ત્યાં સઘળો બંદોબસ્ત કરી રાખવો કે જેથી તે ટાપુ પાર્સીઓ માટે જીતી લેતા વાર લાગે નહીં.

**સીકંદરે ઉભો કીધેલો દરીયાઈ કાફલો**—ઈસસના ખુનખાર યુધ્ધ પછી સીકંદરે ફીનીશીયા ઉપર ચઢાઈ કરી મેરેથસ, બીબ્લસ અને સાઈડોનના બંદરો વગર લડાઈએ જીતી લીધા. ત્યાર પછી ત્હેણે ટાયરના મજબુત શહેરને ઘેરો ઘાલ્યો (પ્રુ૦ પુ૦ ૩૩૨.) આ ઘેરો સાત મહીના ચાલ્યો તોપણ તે શહેર જીતી શકાયું નહી. આથી તે શહેરને જમીન ત્થા દરીયાને માર્ગે ઘેરી લેવાના ઈરાદાથી સીકંદરે એક ગંજાવર દરીયાઈ કાફલો ભેગો કીધો અને ૨૦૦ બારકસોની મદદ વડે

---

૧ આરીઅન 'એનાબાસીસ.' ૨ ડાયોડોરસ ૧૭,૪૮.

ત્હેણે તે શહેરનું બારૂં રોકી નાંખ્યું.[1] આ કાફલો ભેગો કરવા માટે પ્રથમ તો ત્હેણે પોતાના વીખેરાઇ ગયલા બારકસો સાઇડોન ખાતે ભેગા કરવા માંડ્યા. એજ વખ્તે એરેડસ (Aradus) અને બીબ્લસ (Byblos) નાં પાદશાહને જ્યારે માલમ પડયું કે તેઓના શહેરો તો સીકંદરે સર કર્યાં છે ત્યારે તેઓ પણ ઈરાની કાફલાને દગો કરી ત્હેને જઇ મળ્યા. આથી સીકંદર ૮૦ બારકસો ભેગા કરવાને શક્તીવાન થયો. વળી એજ વખ્તે રહોડસના ટાપુએ ૧૦, સોલી અને મેલોસના શહેરોએ ૩, લીશીયાએ ૧૦ અને મેસીડને ૧ બારકસ ત્હેની મદદમાં મોકલ્યા. આથી ત્હેનું જોર ઈરાની કાફલા કરતાં વધી ગયું. પરંતુ જ્યારે ઈસસના યુધ્ધમાં ઈરાનીઓની હાર થવાની ખબર સાઇપ્રસના રાજાઓને પડી ત્યારે તેઓએ ૧૨૦ કરતાં વધુ બારકસો ઈરાનને બેવફા નીવડી મોકલી આપવાથી તો પાર્સી કાફલાની પુરેપુરી દુર્દશા બેઠી.[2]

**ઈરાની કાફલાનો અંત**—ટાયરને જીતી લઇ સીકંદરે સીરીયા, પાલેસ્ટાઇનને ગાજા ફતેહ કરી, મીસર ઉપર ચઢાઇ કીધી (ઈ૦ પુ૦ ૩૩૨ અકટોબર). ત્યાં ત્હેનો દરીયાઇ કાફલો ત્હેને આવી મળ્યો.

સીકંદર જ્યારે ટાયર ખાતે ઘેરો નાંખી પડયો હતો ત્યારે ઉપર મુજબ ઈરાની કાફલાના મદદગારો ત્હેને તજી જવાથી તે કાફલો લગભગ નાશ પામ્યો. ઈસસના ખુનખાર યુધ્ધની આગમચ શાહાનશાહ દારયવુશે પોતાના કાફલાને વીખેરી નાંખી ઈરાની નાવીકોને જમીન ઉપરના લશકરમાં જોડાઇ જવાનો હોકમ બહાર પાડયો હતો. પરંતુ તે વખ્તે ફાર્નાબાઝસે તેમ અમલ કીધો હતો નહી. પણ હાલમાં તો તે બીલકુલજ નીરાધાર થઈ પડયો હતો.

તેનીડોસના ટાપુવાળાઓ પ્રથમ ઈરાનીઓને છોડી મેસીડનની તરફેણમાં ભરાયા[3]. ત્યાર પછી કીયૉસના ટાપુના પ્રજાસ્તાક રાજ્યવાળાઓએ પાર્સીઓએ નીમેલા હાકેમોની વીરૂધ્ધ જઇ મેસીડોનીયનોને પોતાના શહેરોમાં દાખલ કીધા અને તેઓએ ફાર્નાબાઝસ તથા ત્હેણે નીમેલા કીયૉસના હાકેમ આરીસ્તાનીકસને કેદ કરી મેસીડોનીયન નૈકાસેનાધીપતી હીગીલોકસને સ્વાધીન કીધા. એ પછી લેસ્બોસનો ટાપુ ઈરાને ખોયો. કોસનો ટાપુ પણ મેસીડોનીયન દરીયાઈ સેનાધીપતી એમ્ફોતીરસે ૬૦ બારકસોની મદદથી તાબે કીધો. એ ટાપુ ખાતેથી ફાર્નાબાઝસ શત્રુઓની નજર ચુકાવી યુક્તીથી છટકી જવા પામ્યો.

એ મુજબ ઝળકતી ફતેહો પછી છેવટે ઈ૦ પુ૦ ૩૩૨ માં હખામની શાહાનશાહોના પાર્સી કાફલાનું છેવટ આવ્યું.

---

૧ પ્લુતારક 'એલેકઝાન્ડર.' ૨ જુઓ રોલીન્સની "પુરાતન તવારીખ" પુ૦ ૧૫ મું, ભાગ ૬ ઠો. ૩ જુઓ ડીમોસ્થીનીઝની 'દરીઆદ' નામની ચોપડી પા૦ ૧૯૬.

## પ્રકરણ ૧૬ મું.

—:o:—

### પોન્ટસનો બળવંત પાર્સી કાફલો.

—:o:—

**પોન્ટસની પાર્સી શાહાનશાહત**—હખામની શાહાનશાહતના અંત પછી એશીયાના પશ્ચીમ ભાગમાં ઘણાં ન્હાનાં પાર્સી રાજ્યો ઉગી નીકળ્યા. આ રાજ્યો-માંનું એક કેપેડોશીયાના પાર્સી હાકેમ આર્યોબાર્ઝેનીઝે કાળા સમુદ્રના દક્ષીણ કાંઠા ઉપર પોન્ટસ ખાતે ઇ૦ પુ૦ ૩૬૩ માં સ્થાપ્યું હતું. આ રાજ્યના તખ્ત ઉપર ઇ૦ પુ૦ ૧૨૦ માં **મી**થ્રીદાતીસ (મેહેરદાદ) પાંચમો નામનો એક અતી બળવાન જગપ્રસીદ્ધ પાર્સી પાદશાહ આવી બેઠો. ત્હેણે ઇ૦ પુ૦ ૧૦૫ સુધીમાં તો ન્હાનું આર્માનીયા, કોલ્ચીસ, કાળા સમુદ્રના પુર્વ કોસ્ટા ઉપર આવેલા રાજ્યો અને ડેન્યુબ અને યુરલ નદીઓની વચ્ચે આવેલા સઘળા મુલ્કો જીતી લીધા. આ સઘળી ફત્તેહોથી રોમનોને અદેખાઇ ઉપજી અને તેઓ ત્હેની સતાનો નાશ કરવાનો પ્રપંચ રમવા લાગ્યા. આથી મહાત્મા **મી**થ્રીદાતીસને તેઓ સ્હામે લડાઇમાં ઉતરવાની ફરજ પડી (ઇ૦ પુ૦ ૮૮).

**પોન્ટસનો પ્રસીધ્ધ પાર્સી કાફલો**—**મી**થ્રીદાતીસે રોમનો સ્હામે લડવા માટે એક ગંજાવર લશ્કર ઉપરાંત ૪૦૦ બારકસોનો એક જબરો કાફલો ઉભો કીધો.[1] પ્લુતાર્ક લખે છે કે આ બારકસો ઉપર સોનેરી છત્રો, ભપકામંદ હમામ-ખાનાઓ, અને બાનુઓને માટે સુંદર આનંદકારક જનાનખાનાઓ બનાવવામાં આવ્યા હતા.[2] આ કાફલાની મદદથી પાર્સીઓએ એશીયા માઇનરનો આખો ઉતર કોસ્ટો અને ત્હેને કીનારે આવેલા ટાપુઓ ફત્તેહ કીધા. ઇજીયન સમુદ્રના સઘળા ટાપુઓ પણ પાર્સી કાફલાએ જીતી લીધા. વળી કારીયામાં આવેલું સ્ત્રેતોનીકીઆ (**Stratonicea**) નું શહેર ત્હેણે તાબે કીધું, પરંતુ મેગ્નીસીયાનું શહેર અને રહોડસનો ટાપુ તે કાફલો ફત્તેહ કરી શકયો નહી. ઇજીયન સમુદ્રમાંથી રોમન કાફલાને હાંકી કાઢયા બાદ પોન્ટસના નામાંચા નૌકાસેનાધીપતી આર્કીલેયસે (**Archelaus**) દીલોસનો ટાપુ ફત્તેહ કરી લગભગ ૨૦,૦૦૦ રોમનોની કત્લ ચ-લાવી. યુબીઆના મ્હોટા ટાપુનો પણ તેવોજ હાલ થયો. છેવટે માલીયન (**Malean**) ના ભુશલાકાની પુર્વ દીશાએ આવેલા સઘળા ટાપુઓ પાર્સી કાફલાને શરણ થયા આથી પોન્ટસના કાફલાની વીખ્યાતી એટલી તો વધી ગઇ કે ખુદ રોમ સ્હામે બળવે

---

૧ જુઓ મોમ્સનની "રોમની તવારીખ" વોલ્યુમ ૪ થું, પૃ૦ ૪ થું, પ્રકરણ ૮ મું. ૨ પ્લુતાર્ક 'લુકુલસ.'

ઉઠાવી નીકળેલા ઇટાલીયન બળવાખોરોએ **મીથ્રીદાતીસ**ની મદદ માગી. પરંતુ ત્હેણે તેમને મદદ આપી નહી. આખા ભુમધ્ય સમુદ્ર કે કાળા સમુદ્રમાં પાર્સી કાફલાની હરીફાઇ કરવાની કોઇની હીમ્મત ચાલતી હતી નહીં.

**પાર્સી કાફલાની હાર**—પરંતુ ઈ૰ પુ૰ ૮૪ માં રોમન સરદાર લુકુલસે ભુમધ્ય સમુદ્રના કીનારા ઉપર આવેલા એશીયાના શહેરોની મદદથી એક કાફલો ઉભો કીધો. આ કાફલા સાથે તે સાઇપ્રસના ટાપુ તરફ હંકારી ગયો. પરંતુ તે ટાપુ ખાતે પાર્સી કાફલાના કેટલાક બારકસો ત્હેની ઉપર છાપો મારવાના ઇરાદાથી કેડે ભરાઈ બેઠા છે એવી ખબર મળતાજ તે રહોડસના ટાપુ તરફ ઉપડી ગયો. તે ટાપુ ખાતે ત્હેને બીજા કેટલાક બારકસોની મદદ મળી. આ પછી કોસ અને નાઇડસના ટાપુઓને **મી**થ્રીદાતીસની પક્ષ તજી દઇ પોતાને સામીયનો સ્હામે મદદ આપવાને ત્હેણે સમજાવ્યા. ત્યાર પછી ત્હેણે કીયૉસના ટાપુમાંથી પાર્સી ફોજને હાંકી કાઢી અને ઈપીગોનસ નામના કોલોફોનીયન રાજાને કેદ પકડી તે ટાપુના રહેવાસીઓને છુટાપણું બક્ષ્યું.[૧]

ઉપર મુજબ ધુમચકરી મચાવી લુકુલસે **મી**થ્રીદાતીસના કાફલાને બે દરીયાઇ યુધ્ધોમાં હરાવ્યો. પહેલું યુદ્ધ ત્રોઆસના ભુશલાકા-લેકતમ (**Lectum**) ખાતે થયું અને બીજું તેનીડોસ આગળ ચાલ્યું. બીજા યુદ્ધ દરમીયાન શરૂઆતમાં તો લુકુલસ અને ઇરાની કાફલાના નાકાસેનાધીપતી નીયોપ્તોલેમસ (**Neoptolemus**) ના બારકસો વચ્ચે જબરી ઝપાઝપી ચાલી જેમાં બન્ને હરીફો સરખા ઉતર્યાં. આ યુદ્ધમાં ઇરાની કાફલો ઘણી બળવારીથી લડ્યો. પરંતુ આખરે ત્હેને હઠી જવું પડ્યું. ઈ૰ પુ૰ ૮૪ માં રોમ અને પોન્ટસ વચ્ચેના ખુનખાર યુદ્ધનો અંત આવ્યો અને સુલેહની સરતોમાંની એક મુજબ **મી**થ્રીદાતીસને પાર્સી કાફલાના ૮૦ બારકસો સઘળા સરંજામ સાથે રોમનોને સ્વાધીન કરવા પડ્યા.

**સ્પેન ખાતે પાર્સી કાફલો**—ઈ૰ પુ૰ ૮૪ માં રોમ સાથે થયલી સુલેહ લાંબો વખ્ત ટકી નહી અને બીજેજ વર્ષે **મી**થ્રીદાતીસને રોમ સ્હામે ફરીથી લડાઇમાં ઉતરવું પડ્યું. આ લડાઈમાં ત્હેની ફત્તેહ થઈ (ઈ૰ પુ૰ ૮૨). ત્યાર પછી ઈ૰ પુ૰ ૭૪ માં રોમ સાથે પાછું યુદ્ધ ચાલ્યું તે છેક **મી**થ્રીદાતીસના મરણ સુધી ચાલું રહ્યું.

આ છેલ્લા યુદ્ધ વખ્તે **મી**થ્રીદાતીસે સ્પેન ખાતે રોમ સ્હામે બળવો ઉઠાવી નીકળેલા નામીચા રોમન સરદાર સર્તોરીયસ (**Sertorius**) સાથે અરસપરસ

૧ પ્લુતારક "લુકુલસ."

ચ્હેદ આપવાના કોલકરારો કીધા અને તે કોલકરારોની રૂએ ૪૦ બારકસોનો એક પાર્સી કાફલો ત્હેની મદદમાં સ્પેન ખાતે ત્હેણે મોકલી આપ્યો.[1]

**ચાલ્સીડનનું દરીયાઈ યુધ્ધ**—સર્તોરીયસની મદદમાં ૪૦ બારકસો મોકલી આપી મીથ્રીદાતીસે ભુમધ્ય સમુદ્રના ચાંચીયાઓ સાથે દોસ્તી પાડી. આથી તેઓએ પોતાના બારકસો ઉપર પોન્ટસનો વાવટો ઉડતો કરી આખા ભુમધ્ય સમુદ્રમાં ત્રાસ વર્તાવી મેલ્યો. વળી ત્હેણે પોતાના જમીન ઉપરના લશ્કરની મદદમાં એક મ્હોટો કાફલો પણ ભેગો કીધો હતો. આ કાફલાની મદદથી ત્હેણે કાળા સમુદ્રના દક્ષીણ કીનારા ઉપર આવેલા રોમન મુલકો જીતી લીધા અને ત્યાર પછી તે છેક ચાલ્સીડન સુધી વધી ગયો. ચાલ્સીડન ખાતે તે કાફલાને રોમન સરદાર કોટાના કાફલા સાથે યુદ્ધમાં ઉતરવું પડ્યું. આ યુદ્ધમાં પાર્સીઓની મ્હોટી ફત્તેહ થઈ. રોમનોના લગભગ ૭૦ બારકસો ન્હાસ પામ્યા અને તે ઉપરના સઘળા ખલાસીઓ માર્યા ગયા.

**પાર્સી કાફલાના છેલ્લા પરાક્રમો**—ચાલ્સીડનની લડાઇ પછી મહાત્મા મીથ્રીદાતીસે કાઇઝીકસના શહેરને ઘેરો ઘાલ્યો. આ ઘેરા દરમીયાન પાર્સી કાફલાએ મીથ્રીદાતીસની ઘણી સેવા બજાવી. એ ઘેરો લાંબી મુદત સુધી ચાલુ રહ્યો. પરંતુ છેવટે ખાધખોરાકીની અછતને લીધે પાર્સીઓને તે ઘેરો ઉઠાવી લેવો પડયો. આથી ત્હેણે પોતાના કાફલાના થોડાક બારકસોને પોતાના દરીયાઇ સેનાધીપતી એરીસ્તોનીકસ (Aristonicus) ની સરદારી તળે રોમનોને ગ્રીસના દરીયા તરફ રોકી રાખવા તે તરફ રવાના કીધા અને બાકી રહેલા બારકસોમાં ત્હેણે પોતાના સૈન્યના થોડાક સીપાહો સાથે સ્વાર થઇ પોન્ટસ તરફ હંકાર્યું. રસ્તામાં આ બારકસોને જબરૂં તોફાન નડ્યું અને તેથી તેઓ સઘળા નાશ પામ્યા. કેટલાક તો તરત ડુબી ગયા અને બીજાઓ તો ખડકોને અથડી ભાગી ગયા. મહાત્મા મીથ્રીદાતીસ પોતે તો ચાંચીયાઓના એક મછવામાં બેસી મ્હોટી મુસ્કેલી પછી જેમ તેમ પોન્ટસમાં આવેલા હીરાક્લીયા શહેર ખાતે પહોંચ્યો.[2]

ગ્રીસના દરીયા તરફ રવાના કરવામાં આવેલા પાર્સી બારકસો હેલેસ્પોન્ટ ખાતે જઈ થોભ્યા. ત્યાંથી તેઓ કાઇઝીકસ ખાતેથી છુપાછુપ નીકળી આવેલા મીથ્રીદાતીસના સરદારો હરમાયસ (Hermaeus) અને મારીયસ (Marius) ની સરદારી તળેના બાકી બચેલા સૈન્યને લેમ્પસેકસ ખાતે સહીસલામત લઇ ગયા.[3] ત્યાર પછી તેઓએ પ્રોપોન્ટીસને કાંઠે આવેલા પેરીન્થસ અને બાઇઝેન્શીયમના શહેરોને ઘેરી લીધા અને એશીયાના કોસ્ટા ઉપર આવેલા પ્રીયાપસ શહેરને લુંટી.

---

૧ પ્લુતાર્ક "સર્તોરીયસ."

૨ પ્લુતાર્ક "લુકુલસ," તથા રોલીન્સ "પુરાતન તવારીખ" પુ૦ ૨૩ મું, ભાગ બીજો. ૩ મોમ્સન 'રોમની તવારીખ' વો૦ ૪ થું, પુ૦ ૫ મું, પ્ર૦ ૨ જું.

લીધું. વળી બીથીનીયાના બંદર નીકોમીડીયા ખાતે તેઓએ પોતાનું મુખ્ય મથક સ્થાપ્યું. એજ વખ્તે તેઓમાંના ૫૦ બારકસોનો એક કાફલો ૧૦,૦૦૦ ચુનંદા માણસોનું એક લશ્કર લઇ ઇજીયન સમુદ્રમાં દાખલ થયો. આ લશ્કરમાં મીથ્રીદાતીસની પક્ષમાં ભરાયલા રોમનો ત્થા નામીચો રોમન સરદાર માર્કસ મારીયસ પણ હતા. પાર્સી કાફલાની આ હીલચાલથી સઘળે એવી બુમ ઉડી રહી કે તે કાફલો તો ઇટલીના કોસ્ટા ઉપર પોતાનું લશ્કર ઉતારી ત્યાં માંહોમાંહેની લડાઇ સળગાવવાની વેત્રણમાં છે.

પરંતુ એટલામાં તો એશીયાના કોસ્ટા ઉપર વસનારી પ્રજાઓએ લુકુલસના હોકમથી ઉભો કીધેલો દરીયાઇ કાફલો તૈયાર થયો. ત્હેની સરદારી લુકુલસે પોતેજ લીધી અને ત્હેણે ઇજીયન સમુદમાંના પાર્સી કાફલાની પુઠ પકડી. પ્રથમ તો ત્હેણે નૌકાસેનાધીપતી આઇસીડોરસ (Isidorus) ની સરદારી તળે લેમ્નોસ તરફ હંકારી જતા ૧૩ પાર્સી બારકસો ઉપર હુમલો કરી તેઓને ત્રોજનના કાંઠા અને તેનીડોસના ટાપુ વચ્ચે આવેલા આકીયન બંદર આગળ ડુબાડી દીધા. ત્યાર પછી લેમ્નોસ અને સ્કીરોસ (Scyros) ની વચ્ચે આવેલા નીઆઇ (Neæ) ના ન્હાનાં ટાપુના કોસ્ટા ઉપર ૩૨ પાર્સી બારકસોનો એક કાફલો ચઢાવી દીધેલો જોઇ લુકુલસે ત્હેની ઉપર એકદમ હલ્લો કીધો અને તે સઘળા બારકસો ત્હેણે વગર મહેનતે કબજે કીધા કારણ કે તે વખ્તે તે વહાણો ઉપરના નાવીકો પોતાના બારકસો છોડી વીખેરાઇ ગયલા હતા. એ રીતે ઇજીયન સમુદ્રમાંના આખા પાર્સી કાફલાનો લુકુલસે નાશ કીધો.

ત્યાર પછી લુકુલસે રોમન કાફલાની સરદારી પોતાના સરદાર ત્રીયારીયસને સોંપી. તે સરદાર હેલેસ્પોન્ટના નાકાં બંધ કરી સ્પેન અને ક્રીટ ખાતેથી પાર્સી કાફલાઓની પાછા ફરવાની રાહ જોતો બેઠો અને જ્યારે તે કાફલાઓ ત્યાંથી પાછા ફર્યાં ત્યારે ત્હેણે તેનીડોસના ટાપુ આગળ તેઓ ઉપર હુમલો કરી તેઓનો સદંતર નાશ કીધો. આ વખતે તે બન્ને કાફલાના બારકસોની સંખ્યા ૭૦ ની હતી.

કેટલાક તવારીખનવેશો મુજબ ઇજીયન સમુદ્રમાંના પાર્સી કાફલાએ છેક ઇટલી સુધી ધસી જઇ તે દેશના કોસ્તા વેરાન કીધા હતા.

એ રીતે કાળા સમુદ્ર અને ભુમધ્ય સમુદ્રમાં સર્વોપરી સતા ભોગવી છેક સ્પેન અને ઇટલી સુધી પોતાનો ત્રાસ ફેલાવી છેવટે પોન્ટસનો પાર્સી કાફલો ટુંક પણ ઘણીજ ઝળકતી અને ફતેહમંદ કારકીર્દી ભોગવી ઇ૦ પુ૦ ૭૦ ને સુમારે નાશ પામ્યો. ત્યાર પછી ઇ૦ સ૦ ૩૨૭ સુધી લગભગ ૪૦૦ વરસ પર્યંત આપણે પાર્સી કાફલાને માટે કશુ સાંભળતા નથી.



# પ્રકરણ ૧૭ મું.

—:૦:—

## સાસાનીઆન સલ્તનતના સાહસીક પારસી નાવીકો.

—:૦:—

**મહાત્મા શાહપુહરની અરબસ્તાન ઉપર ચઢાઈ**—ઇ૦ સ૦ ૩૦૯ માં સાસાની વંશનો નામીચો પારસી શાહાનશાહ મહાત્મા શાપુર ઈરાનના તખ્ત ઉપર આવી બેઠો. આ પાદશાહની ન્હાની વયનો લાભ લઈ ઇ૦ સ૦ ૩૦૯ થી ૩૨૫ સુધીમાં ઇરાની અખાત તરફથી બેનીઆયર, અબદુલ કઇસ, વીગેરે આરબ તાયફાઓએ ઈરાન સ્હામે બંડ મચાવી બેહીરાન, સુસીયાના, વીગેરે પ્રાંતોમાં ખુનામરકી ચલાવી હતી. આથી પોતે ઉમ્મરમાં આવતાજ મહાત્મા શાપુરે ઈરાની અખાતમાં એક મ્હોટો દરીયાઇ કાફલો ભેગો કીધો અને ત્હેની ઉપર સવાર થઇ ત્હેણે ઉપલા આરબોના મુલ્કો ઉપર ચઢાઇ કીધી. ત્હેણે હેજરનો મુલ્ક વેરાન કીધો અને બેનીવાયલ, ટમીનાઇટ, અબદુલ કઇસ, વીગેરે આરબ તાયફાઓ ઉપર પુષ્કળ જીતો મેળવી તેઓને તાબે કીધા (ઇ૦ સ૦ ૩૨૭).

**મહાત્મા નોશીરવાનની યમન ઉપર સ્વારી**—મહાત્મા શાપુર પછી મહાત્મા અનુ હરવાન આદલે પણ ઈરાની અખાતમાં એક દરીયાઇ કાફલો ભેગો કીધો હતો. આ કાફલો ત્હેણે અરબસ્તાનમાં આવેલા યમનના રાજ્યના સત્તા ખોઇ બેઠેલા હોમારાઇટ (Himyarites) ટોળાના રાજકુટુંબના શાહજાદા સઇફને એબીસીનીયાના (હબસી લોકોના) પાદશાહ સ્હામે મદદ આપવા માટે ઉભો કીધો હતો. આ કાફલાએ ઇ૦ સ૦ ૫૭૬[1] માં ઈરાની અખાત પસાર કરી, રાસ-અલ-હદની આસપાસ થઇ, અરબસ્તાનના દક્ષીણ કીનારા આગળથી હંકારી જઈ, છેવટે એડનના બારામાં જઇ લંગર નાંખ્યું. ત્યાર બાદ ઈરાનીઓએ હબસીઓના લશ્કરને બે જબરી લડાઇઓમાં હરાવી, યમનની રાજધાની મકકા જીતી લઇ, સઇફને ત્યાંના તખ્ત ઉપર બેસાડી, યમન ખાતે પારસી વાવટો ઉડતો કીધો.[2]

**સાસાનીઆન સલ્તનતના પારસીઓનો બહોળો વેપાર**—સાસાનીઆન તબકકાના પારસીઓને જો કે કોઈ પણ શત્રુઓ સ્હામે દરીયાઇ યુધ્ધમાં ઉતરવું પડયું હતું નહી, તોપણ, તેઓને રોમન વેપારીઓ સાથે ભારે હરીફ-

---

૧ જુઓ સાઇક્સનો 'ઈરાનનો ઈતીહાસ' વો૦ ૧ લું, પ્રે૦ ૪૦ મું, પા૦ ૪૯૨.
૨ એ બનાવના હેવાલ માટે જુઓ તબરી તથા 'History of Arabia Felix' (અરેબીયા ફેલીક્સનો ઈતીહાસ).

ક્રમાં ઉતરવું પડયું હતું. ઇ૦ સ૦ ૨૨૬ માં પાર્થીયન શાહાનશાહતને ફત્તેહ કરી મહાત્મા અર્તક્ષત્રે (અર્દશીર બાબેકાને) સાસાની શાહાનશાહતનો પાયો નાંખ્યા પછી પાર્સીઓને રોમનો સાથે ચાલુ ભારે ખુનખાર યુધ્ધોમાં રોકાવું પડયું. એ યુધ્ધો દરમીયાન પાર્સીઓએ જોઇ લીધું કે જો તેઓએ રોમન શાહાનશાહતને મ્હોટો ફટકો મારવો હોય તો તેઓએ તેમના હીંદી મહાસાગરના વેપારનો નાશ કરવો. હવે હીંદી મહાસાગરમાં આવેલા મુલ્કો સાથે વેપાર ચલાવવા રોમનોને માટે બે રસ્તા ખુલ્લા હતા: એક રાતા સમુદ્રને માર્ગે અને બીજો ઇરાની અખાતમાં થઇને. ઇરાનીઓએ આ બન્ને માર્ગો ઉપર કાબુ મેળવી રોમન શાહાનશાહતનો પુર્વના દેશો સાથનો વેપાર તોડી નાંખવાની ઘણી કોશીશ કીધી પરંતુ તેમાં તેઓએ સંપુર્ણ ફત્તેહ મેળવી નહી. ઇરાની અખાત મધેના માર્ગ ઉપર તો તેઓએ સંપુર્ણ કાબુ મેળવ્યો. પણ રાતા સમુદ્રનો માર્ગ તેઓ રોમનો સ્હામે બંધ કરી શકયા નહી. તે સમુદ્રને માર્ગે હીંદુસ્તાન સાથનો વેપાર લાંબો વખત સુધી રોમનોના હાથમાં રહેવા પામ્યો. હીંદ સાથના વેપાર માટે વખણાઇ ગયલુ બરનીસ ત્રોગ્લોડાઈટીસ (Bernice Troglodytice) નું મથક ઇસુની ચોથી સદી સુધી પુર આબાદીમાં હતું અને રોમન શાહાનશાહ જસ્તીનીયનના વખ્તમાં રોમન બારકસો કલીસ્મા (Clisma) અને પુરાતન ઇલાથ (Elath ના શહેરો ખાતેથી મ્હોટી સંખ્યામાં હીંદુસ્તાન તરફ ઉપડી જતા. વળી રોમનોએ ઇરાની અખાતનો માર્ગ પણ હાથ કરવાને માટે ભારે કોશીશો કીધી હતી. પરંતુ યુફ્રેટીસ નદીની ખીણુમાં ઇરાનીઓનું બળ ઘણું અજીત હોવાથી રોમનો કદી પણ ફાવ્યા નહી. રાતા સમુદ્રને માર્ગે આવતો માલ આખા યુરોપ અને ભુમધ્ય સમુદ્રને કાંઠે આવેલા સુધરેલા દેશોના રહેવાસીયોને પુરો પડતો નહી. આથી જસ્તીનીયને એબીસીનીયાના હબસીઓ સાથે દોસ્તી કીધી. એબીસીનીયાનો મુલક રાતા સમુદ્ર અને હીંદી મહાસાગરમાં દાખલ થવાના માર્ગોની નજદીક આવેલો હોવાથી તે દેશને હીંદુસ્તાન સાથે વેપાર ચલાવવા માટે ઝાઝી મુશ્કેલી નડે એવું હતું નહી. પરંતુ રોમન શાહાનશાહતના આ કાળા આડતીયાઓ પાર્સી વેપારીએ સાથે હરીફાઇ કરી શકયા નહી અને હીંદી મહાસાગરનો સઘળો વેપાર પાર્સીઓને એક હાથ કરી લેતા તેઓ અટકાવી શકયા નહી. પાર્સી સાહસીક વેપારીઓને હીંદી મહાસાગરમાંનો વેપાર ફકત હીંદુસ્તાન સાથેજ નહી પરંતુ છેક ચીનાઇ શાહાનશાહત અને મસાલાના ટાપુઓ સાથે પણ હતો. ચીનાઓ પોતાના 'જન્ક (ચીનાઈ ત્રણ ડોળવાળું વહાણ) નામના બારકસોમાં રેશમ, લવંગ, એળીઆનુ લાકડુ અને સુખડ વીગેરે સીલોન ખાતે લઈ આવતા અને સીલોનથી પાર્સી

નાવીકો તે માલ પોતાના વહાણોમાં ભરી ઈરાની અખાતને માર્ગે ઇરાન લાવતા અને ત્યાંથી યુરોપ સાથે મ્હોટા પાયા ઉપર વેપાર ચલાવતા.

આ વેપાર નેહાવંદની લડાઇ પછી પાર્સીઓએ પોતાનું રાજ્ય ખોહ્યું (ઇ૦ સ૦ ૬૪૧) તો પણ નાશ પામ્યો નહી. પરંતુ તે તો બીજી કેટલીક સદીઓ સુધી ચાલુંજ રહ્યો. ખુદ ચીનાઇ શાહાનશાહતમાં પાર્સી વેપારીઓએ પોતાના સંસ્થાનો વસાવ્યા અને ૮૪૫ ને સુમારે તો કંતાન ખાતે પાર્સીઓએ પોતાનું ન્હાનું જેવું રાજ્ય પણ સ્થાપ્યું હતું!



# પ્રકરણ ૧૮ મું.

## ઈરાની શાહાનશાહતના નૌકાસેનાધીપતીઓની ટીપ.

| | નામ | જાત | કોણના રાજ્યમાં થઈ ગયો. |
|---|---|---|---|
| ૧ | આર્ટીફિટીઝ | ઍથીનીયન | આર્તાજર્કસીસ નીમન |
| ૨ | આર્ક્સીડોરસ | ગ્રીક | પૉન્ટસનો મહાત્મા મીથ્રીદાતીસ |
| ૩ | આર્કીલેયસ | ,, | ,, |
| ૪ | આર્તાઇન્તીઝ | ઈરાની | મહાત્મા જર્કસીસ |
| ૫ | આર્તાફ્નીઝ | ઈરાની | મહાત્મા દારયવુશ |
| ૬ | આર્તાબાઝસ | ,, | આર્તાજર્કસીસ લોંજીમાનસ |
| ૭ | આર્તામીસીયા | ગ્રીક | મહાત્મા જર્કસીસ |
| ૮ | આર્યાબીગ્નીઝ | ઈરાની | ,, |
| ૯ | આર્યામીનીઝ | ,, | ,, |
| ૧૦ | આર્યારામ્નીઝ | ,, | ,, |
| ૧૧ | આર્યોમાન્દીઝ | ,, | ,, |
| ૧૨ | આરીસ્તાગોરાસ | ગ્રીક | મહાત્મા દારયવુશ |
| ૧૩ | ઇથામીત્રીઝ | ઈરાની | મહાત્મા જર્કસીસ |
| ૧૪ | ઇયાસીઝ | ગ્રીક | મહાત્મા દારયવુશ |
| ૧૫ | ઍરીમીનીઝ | ઈરાની | મહાત્મા જર્કસીસ |
| ૧૬ | ઍરીદોલીસ | ગ્રીક | ,, |
| ૧૭ | ઍરીસ્તોન | ,, | મહાત્મા દારયવુશ |
| ૧૮ | ઍરીસ્તોનીકસ | ,, | મહાત્મા મીથ્રીદાતીસ |
| ૧૯ | ઑતોફ્રેદાતીસ | ઈરાની | દારયવુશ કોડોમાનસ |
| ૨૦ | કાઇબર્નીસ્કસ | લીશીયન | મહાત્મા જર્કસીસ |
| ૨૧ | કૅાઇસ | ગ્રીક | મહાત્મા દારયવુશ |
| ૨૨ | કૅાનન | ,, | આર્તાજર્કસીસ નીમન |
| ૨૩ | ગાયોસ | ઈરાની | ,, |
| ૨૪ | ગૅાર્ગસ | સાઇપ્રીયન | મહાત્મા જર્કસીસ |
| ૨૫ | ટીમોનાક્ષ | ,, | ,, |

| | નામ | જાત | કોણના રાજ્યમાં થઈ ગયો. |
|---|---|---|---|
| ૨૬ | ટેટ્રામ્નીસ્તસ | સાઈડાનીયન | મહાત્મા જર્કસીસ. |
| ૨૭ | ડીમોક્રીડીઝ | ગ્રીક | મહાત્મા દારયવુશ |
| ૨૮ | તામોસ | ઇજીપ્શીયન | દારયવુશ નૉથસ |
| ૨૯ | તામોસ | ,, | આર્તાજર્કસીસ નીમન |
| ૩૦ | તીથ્રૌસ્તીઝ | ઇરાની | મહાત્મા જર્કસીસ |
| ૩૧ | તીરીબાઝસ | ઇરાની | આર્તાજર્કસીસ નીમન |
| ૩૨ | થીઓમેસ્ટર | ગ્રીક | મહાત્મા જર્કસીસ |
| ૩૩ | દાતામીસ | ઇરાની | દારયવુશ કોડોમાનસ |
| ૩૪ | દાતીસ | મીડ | મહાત્મા દારયવુશ |
| ૩૫ | દાફ્નીસ | ગ્રીક | ,, |
| ૩૬ | દામાસીથીમસ | કેલીન્ડીયન | મહાત્મા જકસીસ |
| ૩૭ | નીઓપ્તોલેમસ | ગ્રીક | મહાત્મા - થ્રોદાનીસ |
| ૩૮ | પ્રાઇથીઝ | કારીયન | મહાત્મા જર્કસીસ |
| ૩૯ | પ્રીક્ષાસ્પીઝ | ઇરાની | ,, |
| ૪૦ | પૅન્થીલસ | ગ્રીક | ,, |
| ૪૧ | ફાર્નાબાઝસ | ઇરાની | આર્તાજર્કસીસ નીમન |
| ૪૨ | ફીલેકસ | ગ્રીક | મહાત્મા જર્કસીસ |
| ૪૩ | ફોશીયન | ,, | દારયવુશ ઓકસ |
| ૪૪ | બાદ્રીઝ | ઇરાની | મહાત્મા દારયવુશ |
| ૪૫ | મગબાતીઝ | ,, | મહાત્મા દારયવુશ. |
| ૪૬ | મરબાલ | અરેડીયન | મહાત્મા જર્કસીસ |
| ૪૭ | માપેન | ટીરીયન | ,, |
| ૪૮ | માર્દોન્તીઝ | ઇરાની | ,, |
| ૪૯ | મીલ્ટાયડીઝ | ગ્રીક | મહાત્મા દારયવુશ |
| ૫૦ | મેત્રોદોરસ | ,, | ,, |
| ૫૧ | મેન્ટર | ,, | દારયવુશ ઓકસ |
| ૫૨ | મેમ્નન | ,, | ,, કોડોમાનસ |
| ૫૩ | લેઓદેમસ | ,, | મહાત્મા દારયવુશ |
| ૫૪ | સ્કાઇલેક્ષ | ,, | ,, |
| ૫૫ | સ્પાતીસ | ,, | ,, |

| | નામ | જાત | કોણના રાજ્યમાં થઈ ગયો. |
|---|---|---|---|
| ૫૬ | સાયેનીસીસ | ફીલીકીયન | મહાત્મા જર્કસીસ |
| ૫૭ | સૅતારસ્પીઝ | ઇરાની | ,, |
| ૫૮ | સૅન્ડોકીઝ | ગ્રીક | ,, |
| ૫૯ | હીપોકલસ | ,, | મહાત્મા દારયવુશ |
| ૬૦ | હીરોફેન્તસ | ,, | ,, |
| ૬૧ | હીસ્તીયસ | ,, | ,, |
| ૬૨ | હીસ્તીયસ | ,, | મહાત્મા જર્કસીસ |
| ૬૩ | હુતન | ઇરાની | મહાત્મા દારયવુશ |
| ૬૪ | હોરીસ્કસ | ,, | આર્તાજર્કસીસ લોંગીમાનસ |

સમાપ્ત.



# વધારો.

## ૧.

:o:

## પુરાતન પાર્સી દરીયાઈ કાફલાનો તારીખવાર ઇતીહાસ.

:o:

સુમારે ઈસુ પુર્વે સાતમી સદીની શરૂઆતમાં પર્સીસના પસારગેદી નામના પાર્સી તાયફાના વડા હુખઇમનીશે પર્સીસની પાદશાહત સ્થાપી.

* હુખઇમનીશ મરણ પામ્યો. ત્હેનો બેટો ચીસ્પાઇશ પર્સીસની ગાદી ઉપર આવ્યો.

મદા (માદ. મીડીયા) ના મ્હોટા પાદશાહ ફ્રવર્ટીસે પર્સીસ ઉપર ચઢાઈ લાવી ત્હેને મદાનું ખંડીયું રાજ્ય બનાવ્યું.

૫૯૬. પર્સીસના "મ્હોટા પાદશાહ" ચીસ્પાઇશે એલામની શાહનશાહત ની પડતીનો લાભ લઇ, એલામ ઉપર ચઢાઈ કરી, અન્જન (અન્સાન) નો પ્રાંત જીતી લઈ ત્હેને પર્સીસ સાથે જોડી દીધો.

* ચીસ્પાઇશ મરણ પામ્યો. ત્હેનો બેટો "અન્જનનો મ્હોટો પાદશાહ" કુરૂશ ૧. તખ્તે આવ્યો.

* કુરૂશ ૧. મરણ પામ્યો. ત્હેનો બેટો કબુજીય ૧. તખ્તનશીન થયો.

* કબુજીય ૧. મરણ પામ્યો. ત્હેનો બેટો મહાત્મા કુરૂશ (કાઇરસ, સાઇરસ) ૨. ગાદી ઉપર આવ્યો.

૫૫૮. મહાત્મા કુરૂશે (પાયતખ્ત એકબેતાનાવાળા) મંદાનું-ભટકતા જંગલી તુરાનીઓનું રાજ્ય પર્સીસ સાથે જોડી દીધું.

૫૫૦. કુરૂશે મીડીયાની જબરી જરથોસ્તી શાહાનશાહતની આખેરી આણી.

૫૪૬. મહાત્મા કુરૂશે લીડીયાના બળવંત રાજ્યનો અંત આણ્યો.

૫૪૬-૫૪૫. મહાત્મા કુરૂશે ઈયોન્યા, ઈયોલ્યા, વાગેરેના ગ્રીક રાજ્યો જીતી લીધા.

૫૪૪. પાર્સીઓએ કારીયન, કોન્યન, ડોરીયન ગ્રીક પ્રજાઓને તાબે કીધી. લીશીયા ઈરાનને તાબે થયું.

૫૪૬-૫૪૦. કુરૂશે સીંધુ, યુફ્રેતીસ અને સીહુન નદીઓની વચ્ચે આવેલા મુલ્કો,-એસ્ત્રીયા, સકા, વેહેરકાન, ખોરાસ્મ્યા, પાર્થીયા, સોગ્દીયાના, આર્યા, દ્રાન્જીયાના, એરેકોશીયા, ગંદાર્યા, વીગેરે-જીતી લીધા.

* ઉપલા બનાવોની ચોક્કસ તારીખ મળતી નથી.

૫૩૯. બેબીલોનની જગવીખ્યાત શાહાનશાહત પાર્સીઓએ ફતેહ કીધી.

૫૨૯. મેસાગેટી લોકો ઉપર ચઢાઇ કરવા સીહુન નદી ઓળંગી જવા માટે મહાત્મા કુરૂશે તે નદી ઉપર સેંકડો બારકસોનો એક કાફલો ઉભો કીધો.

૫૨૯ મહાત્મા કુરૂશ મરણ પામ્યો. ત્હેનો બહાદુર બેટો કંબુજીય તખ્તનશીન થયો.

૫૨૯—૫૨૫. મહાન કંબુજીયે પુરાતન ઇજીપ્ત—મીસર ઉપર ચઢાઇ કરવા—એશીયા માઇનરના કોસ્ટા ઉપરના ગ્રીક શહેરો, સાઇપ્રસના ટાપુમાંના ગ્રીક અને ફીનીશીયન રાજ્યો, સામોસના રાજા પોલીક્રેટીઝ અને ફીનીશીયન લોકોની મદદથી એક જબરો પાર્સી દરીયાઇ કાફલો ઉભો કીધો.

૫૨૫. પાર્સી કાફલાએ ઇજીપ્ત ઉપર ચઢાઇ કરી, નાઇલ નદીના સઘળા મુખોનો કબજો લઇ, પેલ્યુશીયમ અને મેમ્ફીસના પ્રખ્યાત શહેરો જીતવામાં જમીન ઉપરના પાર્સી લશ્કરને મદદ આપી.

૫૨૨. શાહાનશાહ કંબુજીય મરણ પામ્યો. ગઉમત નામના મગુસે ઇરાનનુ તખ્ત પચાવી પાડ્યું.

૫૨૧. ગઉમતનો નાશ કરી મહાત્મા દારયવુશ ૧. ઇરાનના તખ્ત ઉપર આવી બેઠો.

૫૨૧. મહાત્મા દારયવુશે બેબીલોનીયન બળવાખોરોને ટાઇગ્રીસ નદીમાં થયલી દરીયાઇ ઝપાઝપીમાં હરાવ્યા.

૫૨૧—૫૧૬. ગ્રીસ અને ઇટલીના કોસ્ટાની શોધમાં મહાત્મા દારયવુશે એક ન્હાનો પાર્સી કાફલો રવાના કીધો.

૫૧૮. પાર્સી કાફલાએ બાર્કા અને કાઇરીનના આફ્રીકાના ઉત્તર કોસ્ટા ઉપર આવેલા ગ્રીક રાજ્યો ઉપર ચઢાઇ કરી તેમને ફતેહ કીધા.

૫૧૬. પાર્સી કાફલાએ સામોસનો ટાપુ જીતી લીધો.

૫૧૨—૫૧૦. સીંધુ નદીના પ્રવાહ અને મુખની તપાસ કરવામાં પાર્સી કાફલાનો એક વીભાગ રોકાયો. પાર્સી કાફલાએ પેકતીઇકાના પ્રદેશમાં આવેલા કેસ્પાટીરસના શહેર ખાતેથી ઉપડી, સીંધુ નદીની આસપાસના મુલ્કોની શોધખોળ ચલાવી, હીંદી મહાસાગરમાં દાખલ થઇ, એડનનું બારૂં ફતેહ કરી, રાતો સમુદ્ર વટાવી, સુએઝના અખાતમાં શાહાનશાહ દારયવુશને તે જઇ મળ્યો.

૫૦૭. (સુમારે) પાર્સી કાફલાએ કાળા સમુદ્રમાં સમુદ્ર યાત્રા કીધી.

૫૦૭. પાર્સી કાફલાનો ગ્રીક વીભાગ-કાળા સમુદ્ર, બોસ્ફરસ અને હેલેસ્પોન્ટના દરીયાની શોધખોળ ચલાવવામાં રોકાયો. યુરોપી રશીયાની મહાભારત ચઢાઇમાં જમીન ઉપરના પાર્સી લશ્કરને મદદ આપવા પાર્સી કાફલો રોકાયો.

૫૦૬. પાર્સી કાફલાએ બાઇઝેન્શીયમ અને ચાલ્સીડનના નામીચા શહેરો જીતી લીધા. ત્હેણે એન્ટાન્ડ્રો અને લેમ્પોનીયમના શહેરો ફત્તેહ કીધા.

૫૦૬. લેમ્નોસ અને ઇમ્બ્રાસના ટાપુઓ પાર્સી કાફલાએ તાબે કીધા.

૫૦૦. પાર્સી કાફલાએ નક્ષોસના ટાપુ ઉપર ચઢાઈ કીધી. તે કાફલાંના નૌકા સેનાધીપતીઓની આપસઆપસની અંટસને લીધે એ ચઢાઇ અધુરે ગઇ.

૫૦૦. એશીયા માઇનરના ગ્રીક રાજ્યોએ ઈરાન સ્હામે બળવો ઉઠાવ્યો.

૫૦૦–૪૯૫. પાર્સી કાફલાએ સાઇપ્રસના બળવાખોર ટાપુ સ્હામે ચઢાઇ કરી સાલામીઝના યુધ્ધમાં ગ્રીક કાફલાને હરાવ્યો. સાઇપ્રસ પાર્સીઓને પાછું તાબે થયું.

૫૦૦–૪૯૫. લાડીના ખુનખાર દરીયાઇ યુધ્ધમાં પાર્સી કાફલાએ બળવાખોર ગ્રીક રાજ્યોના કાફલાનો સદંતર નાશ કીધો.

૪૯૪. પાર્સી કાફલાએ બળવાખોરોનું મુખ્ય શહેર માઇલીટસ જીતી લીધું.

૪૯૪. પાર્સી કાફલાએ કીયૉસ, લેસ્બોસ, અને ટેનીડોસના બળવાખોર ટાપુઓ પાછાં ફત્તેહ કીધા. કર્સોનીસના શહેરો, પેરીન્થસ, થરેસના કેટલાંક કીલ્લા, સીલીબ્રીયા અને બાઇઝેન્શીયમના શહેરો પાર્સી કાફલાએ પાછાં સર કીધા. પ્રોકોની સસ અને આર્તાકાના શહેરો પાર્સીઓને તાબે થયા.

૪૯૨. શાહાનશાહ દારયવુશના જમાઈ મર્દુનીયે ગ્રીસ ઉપર ચઢાઇ કીધી. ત્હેની મદદમાં ગએલા પાર્સી કાફલાએ થેસોસનો ટાપુ ફત્તેહ કીધો. પાર્સી કાફલાએ થરેસ અને મેસીડનના કીનારા ઉપરના શહેરો અને ટાપુઓ જીતી લીધા. એથોસના પર્વત આગળના ભુશલ્લાકા તરફનો દરીયો ઓળંગવા જતા દરીયાઈ તોફાનથી પાર્સી કાફલાના ૩૦૦ બારકસો નાશ પામ્યા. આ આફતથી ગ્રીસ ઉપરની પહેલી ચઢાઇ અધુરે ગઈ.

૪૯૧. પાર્સી કાફલાએ થેસોસના ટાપુને ઈરાન સ્હામે બંડ મચાવતા અટકાવ્યો

૪૯૦. પાર્સી કાફલો ગ્રીસ ઉપર બીજી ચઢાઈ લઇ ગયો. પાર્સી કાફલાએ સામોસ આગળથી હંકારી, ટાપુઓ વચ્ચે થઇ, ઈકારીયન સમુદ્રમાંથી પસાર થવા માંડયું. ત્હેને નેક્ષોસનો ટાપુ જીતી લીધો. ડીલૉસનો પ્રખ્યાત ટાપુ પાર્સીઓએ તાબે કીધો. માર્ગમાં મળતા સઘળાં ટાપુઓ જીતી લઇ, પાર્સી કાફલાએ ઈરીત્રીયાનો નાશ કીધો.

૪૯૦. મેરેથનની જગપ્રસીધ્ધ લડાઈ પછી પાર્સી કાફલો ઈરાન પાછો ફર્યો.

૪૮૫. મહાત્મા દારયવુશ મરણ પામ્યો. ત્હેનો બેટો મહાત્મા જર્કસીસ (ક્ષયાર્શા) તખ્તનશીન થયો.

૪૮૪-૪૮૧. ગ્રીસ ઉપર ત્રીજીવાર ચઢાઈ લઈ જવા મહાત્મા જર્કસીસે તૈયારીઓ કરવા માંડી. હેલેસ્પોન્ટ ખાતે એક જબરો પાર્સી કાફલો ભેગો થયો.

૪૮૧. પાર્સી કાફલાએ હેલેસ્પોન્ટ છોડી યુરોપના કોસ્ટા તરફ હંકારી, થસ અને મેસીડનના કીનારા ઉપર આવેલા સઘળા શહેરો ફતેહ કીધા.

૪૮૧. કીયાથસના ટાપુ ખાતે ગ્રીક કાફલાના ત્રણ બારકસો પાર્સી કાફલાના દશ બારકસોના હાથમાં સપડાયા.

૪૮૧. મેગ્નીશીયા ખાતે થયલા ૩ દીવસના નાશકારક દરીયાઈ તોફાનમાં ૪૦૦ પાર્સી બારકસો નાશ પામ્યા.

૪૮૦. આર્ટીમીશીયમ ખાતે ભેગા મળેલા ગ્રીક કાફલાને ઘેરી લેવા, યુબીયાના ટાપુનો ચક્રાવો લઇ બીજી તરફથી ગ્રીક કાફલા ઉપર હુમલો કરવા રવાના કીધેલો ૨૦૦ બારકસોનો બીજો પાર્સી કાફલો બીજા મ્હોટા દરીયાઈ તોફાનમાં નાશ પામ્યો.

૪૮૦. આર્ટીમીશીયમ ખાતેના ગ્રીક કાફલાએ પાર્સી કાફલા ઉપર હુમલો કીધો. પ્હેલા દીવસની વગર હારજીતની લડાઇમાં પાર્સીઓના ત્રીસ વહાણો શત્રુઓના હાથમાં ગયા. બીજે દીવસે બીજી હારજીત વગરની લડાઈ થઇ. ત્રીજે દીવસે પાર્સી કાફલાએ ગ્રીક કાફલા ઉપર ચઢાઇ કરી મ્હોટી ઝળકતી જીત મેલવી, ગ્રીક કાફલાને ન્હસાડી મેલ્યો. પાર્સીઓએ શત્રુઓની પુંઠ પકડી યુબીયાના બંદરો જીતી લીધા.

૪૮૦. સાલામીસની જગવીખ્યાત દરીયાઇ લડાઇમાં પાર્સી કાફલો હાર્યો. પાર્સી કાફલો ઇરાન પાછો ફર્યો. ત્હેની સર્વોપરી સત્તાનો અંત આવ્યો.

(ઇ૦ પુ૦ ૫૨૫ થી ૪૮૦ સુધી પાર્સી દરીયાઈ કાફલો આખી દુનીયામાં અજીત ગણાતો હતો).

૪૭૯. ગ્રીક કાફલાએ ઇરાન ઉપર ચઢાઇ કીધી. માઇકેલીના યુધ્ધમાં પાર્સીઓ હાર્યા અને ગ્રીકોએ કોસ્ટા ઉપર ચઢાવી દીધેલા પાર્સી બારકસોને આગ લગાડી નાશ કીધો. પાર્સી કાફલાએ ઇજીયન સમુદ્રના ટાપુઓ ઉપરનો પોતાનો કાબુ ખોહી દીધો.

૪૭૯. ગ્રીક કાફલાએ સેસ્તોસનું શહેર જીતી લીધું.

૪૬૮. ગ્રીક કાફલાએ સાઇપ્રસના ટાપુના ગ્રીક રાજાઓને સ્વતંત્ર બનાવી, બાઇઝેન્શીયમના મ્હોટા શહેરને ઘેરો ઘાલ્યો.

૪૬૭. બાઇઝેન્શીયમ ગ્રીક કાફલાએ સર કીધું.

૪૬૭-૪૬૬. સ્ત્રાઇમન નદી ઉપર આવેલું ઇયોનનુ પાર્સી સંસ્થાન ગ્રીક કાફલાએ ફતેહ કીધુ.

૪૬૬. યુરીમેડોનના દરીયાઇ યુધ્ધમાં પાર્સી કાફલો હાર્યો.

૪૬૫. મહાત્મા જર્કસીસ મરણ પામ્યો. ત્હેનો બેટો (આર્તાજર્કસીસ લોંગ મેનસ) ૧. તખ્તનશીન થયો.

૪૬૦. ઈજીપ્તે ઈરાન સ્હામે બળવો ઉઠાવ્યો.

૪૫૯. ઈજીપ્તની મદદે મોકલેલા ૨૦૦ એથીનીયન બારકસોના કાફલાનો પ્રોસોપીટીસના ટાપુ ખાતે પાર્સીઓએ સદંતર નાશ કીધો.

૪૫૭. એથીનીયનોની મદદે આવેલા બીજા ૫૦ ગ્રીક બારકસોના કાફલાનો પાર્સીઓએ હુમલો કરી નાશ કીધો.

૪૪૯. સાઇપ્રસના ટાપુમાં આવેલા સાલામીસના બારામાં થયલી દરીયાઇ લડાઇમાં એથીનીયનોએ પાર્સી કાફલાને હરાવ્યો.

**(૪૪૯ થી ૪૩૨ સુધીની પાર્સી કાફલા બાબે કશી નોંધો તવારીખનવેશોએ લીધી નથી).**

૪૩૧. ગ્રીસ ખાતે એથન્સ અને સ્પાર્ટા વચ્ચે જગપ્રસીધ્ધ **"પેલોપોનીશીયન યુધ્ધ"** જાગ્યું.

૪૨૫. શાહનશાહ અર્તક્ષત્ર ૧. મરણ પામ્યો. ત્હેનો બેટો જર્કસીસ ૨. તખ્તનશીન થયો.

૪૨૫. શાહાનશાહ જર્કસીસ ૨. નું ત્હેના સાવકા ભાઇ સોગ્દીયાનસે ખુન કીધું. સોગ્દીયાનસ ગાદીએ બેઠો. સોગ્દીયાનસના સાવકા ભાઇ ઓકસે ત્હેનું ખુન કીધું. ઓકસ "દારયવુશ ૨." નામ ધારણ કરી ગાદીનશીન થયો.

૪૧૪. શાહનશાહ દારયવુશ સ્હામે લીડીયાના પાર્સી સત્રપ એમોર્જીસે બળવો ઉઠાવ્યો.

૪૧૨. એમોર્જીસે કારીયાના કાંઠા ઉપર આવેલા યાસસના મજબુત કીલ્લામાં આશ્રો લીધો.

૪૧૨. સ્પાર્ટાને એથન્સ સ્હામે મદદ આપવાના સ્પાર્ટા અને ઈરાન વચ્ચે કોલકરાર થયા.

૪૧૨. સ્પાર્ટન કાફલાની મદદથી પાર્સીઓએ યાસસ ફત્તેહ કરી એમોર્જીસની મદદે આવેલા એથીનીયન કાફલાને તાબે કીધો.

૪૧૨. કીઓસના ટાપુએ એથીનીયનો સ્હામે બળવો ઉઠાવ્યો. પાર્સીઓની ઉશ્કેરણીથી સ્પાર્ટાએ કીઓસને મદદ આપી.

૪૧૨. સ્પાર્ટનોને મદદ આપવા એસ્પેન્ડસ ખાતે એક પાર્સી કાફલો ભેગો થયો.

૪૧૦. સાઇઝીકસ ખાતે થયલા દરીયાઇ યુધ્ધમાં ઈરાનની મદદ વગર સ્પાર્ટનોનો એથન્સે મ્હોટો પરાજય કર્યો.

૪૦૫. પાર્સીઓની મ્હોટી મદદથી ઈગોસપોટેમાઈની ખુનખાર દરીયાઈ લડાઈમાં સ્પાર્ટાએ એથીનીયન કાફલાનો સદંતર નાશ કીધો.

૪૦૫. પેલોપોનીશ્યન યુધ્ધનો અંત આવ્યો; ઈરાન અને સ્પાર્ટાની જબરી ફત્તેહ થઇ; એથન્સનો નાશ થયો. **પાર્સીઓનો કાબુ ગ્રીસમાં શરૂ થયો.**

૪૦૪. શાહાનશાહ દારયવુશ ૨. મરણ પામ્યો. ત્હેનો બેટો અર્તક્ષત્ર (આર્તાજર્કસીસ **નીમન**) ૨. ગાદીએ બેઠો.

૪૦૧. શાહનશાહ અર્તક્ષત્રના ભાઇ 'ન્હાના કુરૂશે' ત્હેની સ્હામે બળવો ઉઠાવી–પોતાના જમીન ઉપરના લશ્કરની મદદમાં એક પાર્સી કાફલો ઉભો કીધો.

૪૦૦. સ્પાર્ટા અને ઈરાન વચ્ચે લડાઇ જાગી.

૩૯૪ સ્પાર્ટાને સજા કરવા પાર્સીઓએ કોનસ ખાતે પાર્સી કાફલો ભેગો કીધો.

૩૯૪. સ્પાર્ટન દરીયાઈ સેનાપતી ફેરેક્સે ૧૨૦ વહાણોના જબરા સ્પાર્ટન કાફલા સાથે કોનસ ખાતે ભેગા મળેલા ૪૦ પાર્સી બારકસોના કાફલા ઉપર હુમલો કરી ત્હેને ઘેરી લીધો. પાર્સીઓની મદદે બીજા ૪૦ બારકસો આવી પહોંચવાથી નાહીમ્મત બની સ્પાર્ટનો કોનસ છોડી રહોડસના ટાપુ તરફ નાઠા.

૩૯૪. રહોડસના ટાપુએ સ્પાર્ટા સ્હામે બળવો જગાડયો. પાર્સીઓએ રહોડસને મદદ આપવાથી સ્પાર્ટનો તે ટાપુ છોડી નાઠા.

૩૯૪. સ્પાર્ટાની મદદે **મીસરે** મોકલેલો દરીયાઇ કાફલો પાર્સીઓના હાથમાં સપડાયો.

૩૯૪. નાઇડસના બંદર ખાતે સ્પાર્ટન કાફલાએ પાર્સી કાફલા ઉપર હુમલો કીધો. નાઇડસના ખુનખાર યાદગાર દરીયાઈ યુધ્ધમાં સ્પાર્ટન કાફલાની પુરેપુરી હાર થઈ; તેઓના ૪૦ બારકસો કેદ પકડાયા; સ્પાર્ટન નૌકાસેનાપતી પઇસિન્ડર માર્યો ગયો **અને પાર્સી કાફલાએ એકવાર ફરીથી ભુમધ્ય સમુદ્રમાં પોતાની સર્વોપરી સત્તા સ્થાપી.**

૩૯૪. પાર્સી કાફલાએ ઈજીયન સમુદ્રમાંના સઘળાં ગ્રીક શ્હેરો અને ટાપુઓ જીતી લીધા.

૩૯૩. અજીત પાર્સી કાફલાએ સ્પાર્ટા ઉપર ચહાઇ કીધી. માર્ગમાં મળતા સઘળાં ટાપુઓ જીતી લુંટી લઇ, સીથીરા ખાતે એક બંદર બાંધી, પેલોપોનીશીયન દરીયાનો કબજો લઇ, પાર્સી કાફલો કોરીન્થની સંયોગી ભુમી ખાતે જઇ થોભ્યો. પાર્સી કાફલાએ એથન્સને સંજીવન કરી, સ્પાર્ટાને જબરો માર માર્યો.

૩૯૦. સાઇપ્રસના ટાપુમાં આવેલા સ. લામીસના રાજાના ગ્રીક રાજા ઈવાગોરાસે ઈરાન સ્હામે બળવો જગાડયો.

૪૮૦. પાર્સી કાફલાએ સાલામીસ સામે ચઢાઇ કીધી. સાલામીસના બારામાં ચયલા દરીઆઇ યુધમાં પાર્સી કાફલાએ થેમીસ્ટોકલીસના કાફલાને જબરો માર માર્યો.

૩૮૫–૪૮૩. પાર્સી કાફલાએ ઇજીપ્તને સજા કરવા ઇજીપ્ત ઉપર ચઢાઇ કીધી. ઇરાની સરદારોમાં ફાટફુટ પડવાથી એ ચઢાઇ અધુરે ગઇ.

૩૫૯. શાહાનશાહ અર્તક્ષત્ર ૨. મરણ પામ્યો. ત્હેનો બહાદુર બેટો અર્તક્ષત્ર ૩. તખ્તનશીન થયો.

૩૫૦ સાઇપ્રસના ટાપુએ ઈરાન સ્હામે બળવો ઉઠાવ્યો.

૩૫૦–૩૪૬. પાર્સી કાફલાએ સાઇપ્રસનો બળવો બેસાડી દેવા જમીન ઉપર-ના પાર્સી લશ્કરને મદદ આપી.

૩૪૬. મહાન અર્તક્ષત્રે ઇજીપ્ત ઉપર ચઢાઈ કીધી. પાર્સી કાફલાની મ્હોટી મદદથી પાર્સીઓએ ઇજીપ્ત પાછું ફત્તેહ કીધું.

૩૪૫–૩૩૯. પાર્સી કાફલાએ ઇરાન સ્હામે બળવો ઉઠાવી નીકળેલા એશીયાના કાંઠા ઉપરના ગ્રીક સ્હેરો અને ટાપુઓ સ્હામે ચઢાઇ કીધી. ત્હેણે એશીયાના કાંઠા ઉપરના સઘળા ગ્રીક શહેરો પાછા તાબે કીધા; ઇજીયન સમુદ્રમાંના સઘળા ટાપુઓ તથા હેલેસ્પોન્ટ તરફ આવેલા સઘળા બંદરો અને ટાપુઓ ફત્તેહ કીધા.

૩૩૮. શાહાનશાહ અર્તક્ષત્રનું ખુન થયું. ત્હેનો બેટો આર્સીસ તખ્તનશીન થયો.

૩૩૮–૩૩૬. પાર્સી કાફલાએ કાળઝીકસ સર કીધું. ત્હેણે પીતાનીના શહેર ઉપર ચઢાઇ કરી, મેસીડનના પાદશાહ ફીલીપના સરદાર પાર્મીનાસોને તે શહેર ઉપર નાંખેલો ઘેરો ઉઠાવી લેવાની ફરજ પાડી. પાર્સી કાફલાએ બીજા મેસીડોનીયન સરદાર કેલાસને જબરો માર મારી રોહતીયમના શહેરમાં ભરાઇ બેસવાની ત્હેને ફરજ પાડી.

૩૩૬. શાહનશાહ આર્સીસનું ખુન થયું. હખામની વંશનો છેલ્લો કમનશીબ પાર્સી શાહનશાહ દારયવુશ કોડોમાનસ તખ્તનશીન થયો.

૩૩૪. મેસીડનના અજીત પાદશાહ મહાત્મા સીકંદરે (એલેકઝાન્ડર ધી ગ્રેટ) ઇરાન ઉપર ચઢાઇ કીધી.

૩૩૪. મહાત્મા સીકંદરે માઇલીટસને ઘેરો ઘાલ્યો. એ ઘેરા દરમીયાન પાર્સી કાફલાએ એ શહેરના બહાદુર રહેવાસીઓને સીકંદર સ્હામે મ્હોટી મદદ આપી.

૩૩૪. હેલીકર્નાસસ ખાતે પાર્સી કાફલાએ સીકંદર સ્હામે બળવાખોરીથી લડત ચલાવી.

૩૩૩. પાર્સી કાફલાએ કીયૉસ અને લેસ્બોસના મ્હોટા ટાપુઓ જીતી લીધા. ત્હેણે મેસીડનને તાબેના માઇટીલીનના મ્હોટા શહેરને ઘેરો ઘાલી ફત્તેહ કીધું. ટેનીડોસનો ટાપુ સીકંદરને છોડી પાર્સી કાફલાને તાબે થયો.

૩૩૩. ઇરાનને મદદ કરવા ઇરાની કાફલાના થોડાક બારકસોની મદદથી સ્પાર્ટાના રાજા એજીસે ક્રીટનો મ્હોટો ટાપુ પાર્સીઓને માટે જીતી લીધો.

૩૩૨. ભુમધ્ય સમુદ્રના ગ્રીક શહેરો અને ટાપુઓ, એરેડસ, અને બીબ્લસના પાદશાહો, સાઇપ્રસના ટાપુના ગ્રીક રાજાઓ, વીગેરેના બારકસો પાર્સી કાફલાને તજી જઇ સીકંદરને મળી જવાથી હખામની પાદશાહોના પાર્સી કાફલાનું છેવટ આવ્યું.

## પોન્ટસનો જબરો પાર્સી કાફલો.

૮૮. પોન્ટસના બળવંત પાર્સી શાહાનશાહ મહાત્મા મીથ્રીદાતીઝે રોમનો સ્હામે લડવા એક જબરો પાર્સી કાફલો ઉભો કીધો.

૮૮–૮૭. પાર્સી કાફલાએ–એશીયા માઇનરનો આખો ઉતર કીનારો અને ત્હેને કીનારે આવેલા ટાપુઓ, ઇજીયન સમુદ્રમાંના સઘળા ટાપુઓ, કારીયામાં આવેલું સ્ત્રોતોનીકીઆનું શહેર, દીલોસનો પ્રખ્યાત ટાપુ, યુબીયાનો મ્હોટો ટાપુ, ત્યા માસીઅનના ભુશલાકાની પુર્વ દીશાએ આવેલા સઘળા ટાપુઓ જીતી લીધા.

૮૪. રોમન સરદાર લુકુલસે ભુમધ્ય સમુદ્રના કીનારા ઉપર આવેલા એશીયાના શહેરોની મદદથી એક દરીયાઇ કાફલો ઉભો કીધો. લુકુલસે કોસ અને નાઇડસના ટાપુઓને સામોસ સ્હામે પોતાને મદદ આપવા ઉશ્કેર્યા. કીયોસનો ટાપુ રોમનોએ પાછો જીતી લીધો.

૮૪. ત્રોઆસના ભુશલાકા–લેકતમ ખાતે અને તેનીડોસના ટાપુ આગળ થયલા બે દરીયાઇ યુધ્ધોમાં રોમન કાફલાએ પાર્સી કાફલાને હરાવ્યો.

૮૪. રોમ અને પોન્ટસ વચ્ચે થયલી પહેલી લડાઇનો અંત આવ્યો. પાર્સી કાફલાના ૮૦ બારકસો મીથ્રીદાતીઝે રોમનોને સ્વાધીન કીધા.

૮૨. રોમ અને પોન્ટસ વચ્ચે બીજું યુધ્ધ જાગ્યું.

૭૪. રોમ અને પોન્ટસ વચ્ચે ત્રીજું મહાભારત યુધ્ધ શરૂ થયું.

૭૪. રોમ સ્હામે સ્પેન ખાતે બળવો ઉઠાવી નીકળેલા રોમન સરદાર સર્તોરીયસની મદદમાં મહાત્મા મીથ્રીદાતીઝે ૪૦ બારકસોનો એક પાર્સી કાફલો સ્પેન મોકલ્યો.

૭૪. ચાલ્સીડન ખાતે થયલા એક ખુનખાર દરીયાઇ યુધ્ધમાં પાર્સી કાફલાએ રોમનોના મ્હોટા કાફલાનો નાશ કીધો. પાર્સી કાફલાએ ચાલ્સીડન તાબે કીધું.

૭૩. મહાત્મા મીથ્રીદાતીઝે કાઇઝીકસને ઘેરો ઘાલ્યો. એ ઘેરા દરમીયાન પાર્સી કાફલાએ જમીન ઉપરના પાર્સી લશ્કરને મ્હોટી મદદ આપી.

૭૧. મહાત્મા મીથ્રીદાતીઝે પોતાના કાફલાના એક વીભાગને ગ્રીસના દરીયામાં રોમનોને અટકાવી રાખવા તે તરફ રવાનાં કીધો. બીજા વીભાગ ઉપર સ્વાર થઇ, કાઇઝીકસનો ઘેરો ઉઠાવી લઇ પોતે પોન્ટસ તરફ પાછો ફર્યો. આ છેલ્લો વીભાગ દરીયાઇ તોફાનથી નાશ પામ્યો.

૭૧. ગ્રીસના દરીયા તરફ ગયલા પાર્સી કાફ્લાએ પ્રોપોન્ટીસને કાંઠે આવેલા પેરીન્થસ અને બાઇઝેન્શીયમના શહેરોને ઘેરી લીધા અને એશીયાના કીનારા ઉપર આવેલા પ્રીયાપસ શહેરને લુંટી લીધું. એ કાફ્લાના ૫૦ બારકસોએ ઇજીયન સમુદ્રમાં દાખલ થઇ ત્યાંના શહેરો અને ટાપુઓ ફત્તેહ કરવા માંડયા. આખા ભુમધ્ય સમુદ્રમાં પાર્સી કાફ્લો ફત્તેહ મેળવવામાં રોકાઇ ગયો.

૭૧. ઇજીયન સમુદ્રમાંના પાર્સી કાફ્લાનો—રોમનોના નવા કાફ્લાએ આકીઆના બંદર અને નોઆઇના ટાપુ ખાતે નાશ કીધો. સ્પેન અને ક્રીટ ખાતેથી પાછા ફરતા કાફ્લાઓનો પણ તેનીડોસના ટાપુ આગળ નાશ થયો.

ઇ૦ સ૦ ૩૨૭. સાસાની વંશના પાર્સી શાહાનશાહ મહાત્મા શાપુરે આરબોને સજા કરવા ઇરાની અખાત ખાતે એક પાર્સી દરીયાઇ કાફ્લો ઉભો કીધો.

ઇ૦ સ૦ ૫૭૬. યમનના આરબ રાજા સઇફને એબીસીનીયાના હબસીઓના પાદશાહ સહામે મદદ આપવા પાર્સી લશ્કરને યમન ખાતે લઇ જવા માટે મહાન પાર્સી શાહાનશાહ અનુશેહરવાન અદલે ઇરાની અખાતમાં પાર્સી દરીયાઇ બારકસોનો એક કાફ્લો ભેગો કરાવ્યો.

# વધારો

## ૨.

## "તાંકે-બોસ્તાન"ના કોતરકામોમાં હોડીઓનો દેખાવ.

—:૦:—

પુરાતન ઇરાનના સંખ્યાબંધ કોતરકામોમાંથી ફક્ત એકજ કોતરકામમાં હોડીઓનો દેખાવ આપણી નજરે પડે છે. કદીમ કેરમાનશાહના શહેરથી થોડા માઇલ દુર **"તાંકે બોસ્તાન"** અથવા **"તખ્તે બોસ્તાન"**ના કોતરકામો આવેલા છે. **બી**સેતુનવાળા નામીચા પહાડની હાર સાથે જોડાયલી એક સુંદર ટેકડીની નીચે આવેલા બે ગુફાઓ માંહેલા એક ગુફાની ડાબી ભીંત ઉપર સાસાની શાહાનશાહ ખુસરૂ પર્વીઝની ભુંડો સાથની શીકારનો મેહરાબ આવેલો છે. એ કોતરકામનો હેવાલ જાણીતા પાર્સી મુસાફર શેઠ કાવસજી દીનશાહજી કેઆસના કીંમતી પુસ્તક **"કદામ નક્ષે ઈરાન"**માંથી નીચે મુજબ આપણે ઉતારી લઇશું:-

"એ ગુફાની ડાબી ભીંત પર સુંદર કોતરકામનો તપખીરીઆ રંગનો સંગી મરમરનો એક તખ્તો જડી લેવામાં આવેલો છે. તેની અંદર એક ન્હાનાં નાળાનો આકાર છે. તે ભુંડોની શીકારગાહથી જાણીતો છે. એ તખ્તો ઓગણીસ ફીટ પહોળો અને સાડાતેર ફીટ ઉંચો છે, તેટલી જગ્યામાં સ્ત્રી-પુરૂષ અને જાનવરોના મળી ન્હાના મ્હોટા કુલે ૨૨૫ આકારો છે, તેમાં ૭૫ સ્ત્રી-પુરૂષના અને ૧૫૦ જુદી જુદી જાતના જાનવરોના છે. એ ઉપરાંત તેમાં **પાંચ મછવા પાણી ઉપર તરતા છે,** તેઓ સ્ત્રી-પુરૂષથી ભરાયલા છે. એઓ માંહેલા જે બે મધ્ય ભાગમાં છે તેમાં એક પાદશાહના તીર કમાન ધરેલા બે આકારો છે તે વડે તેઓ ભુંડોનો શીકાર કરે છે. તે પ્રસંગે જે ઓરતો તેની સાથ તેની 'બોટ'માં બેઠેલી છે, તેઓ વારાફરતી રીતે તેના ખાલી થતા તીરોને કમાનમાં ભરી આપવાને કામે લાગેલી છે. બાકી રહેલી ત્રણ 'બોટ' સઘળી રંગ-રાગ કરનારી છોડીયોથી ભરાયલી છે, તેઓમાંની સ્ત્રીઓ વાંસળી અને સારંગી વગાડી તથા પોતાના હાથની ટાલી મારી પાદશાહને ખુશી કરે છે. ભુંડો બચી જવા કાજે નાશભાગ કરે છે, પણ તેમને હાથી અને ઉંટો વચલા ભાગમાં હાંકી કાહાડે છે, જ્યાં તેઓ તીરવડે વીંધાઇ જાય છે, તે મુવેલા ભુંડોને ઉંટની પીઠ ઉપર લાદી પાદશાહી મેહેલ ભણી લઈ જાય છે." (પાનાં ૨૦૧-૨૦૨)





તાંકે-બોસ્તાનના કોતર કામમાં હોડીઓનો દેખાવ.

# વધારો.

## ૩

—:o:—

## હીંદ મધે સફરી વહાણો બાંધવાની પાર્સી હુન્નરમંદી.

—:o:—

## વહાડીઆ કુટુંબે બાંધેલી મુંબઈની ગોદી અને લડાયક બારકસો.

—:o:—

### પાર્સી માલેકીના વહાણો તથા સ્ટીમરો.

—:o:—

(લખનારઃ—મી૦ રૂ. બ. પેમાસ્તર બી. એ. એલ. એલ. બી.)

મ્હારા ઉલટમંદ જવાન તવારીખ–અભ્યાસી મી૦ **મીનોચેહેર એરચશાહ** દાદરાવાળાએ **"પુરાતન પાર્સી દરીયાઈ કાફલાની તવારીખ"**ના મથાળાં હેઠળ અસલી ઈરાની શાહાનશાહત વેળા પાર્સીઓ કેવું મહાન દરીયાઈ બળ તેઓ ધરાવતા હતા અને કેવી કેવી દરીયાઈ લડાઈમાં શત્રુઓને માહત કરી તે જમાનામાં તેઓએ પોતાનુ નામ જગ–આસ્કાર કીધુ હતું તે "રાસ્ત–ગોફતાર અને પ્રજા–મીત્ર"ના દોઢ ડજનથી વધુ આંકોમાં બતાવ્યું છે. તેવણે મ્હને ફરમાશ કીધી છે કે આપણી ઈરાની શાહનશાહત યજદેગર્દની હાર પછી પડી ભાગવા પછીની એ તવારીખ મ્હારે રજુ કરવી.

એ પાછલી તવારીખ પાર્સી દરીયાઈ બળની બાબતમાં તદનજ જુદી હાલતમાં માલમ પડે છે તે તદન સ્વભાવીક છે. પોતાના રાજ્ય સાથ જેવો ધર્મનો ફેલાવો થાય છે, સાહીત્ય અને હુન્નર ઉદ્યોગમાં વધારો થાય છે, તેવો રાજ્યની પડતી પછી રહેતો નથી એ આપણો દરેક પ્રજાની તવારીખનો અનુભવ છે. તેજ મીસાલ આપણા પાર્સીઓની બાબમાં પણ બન્યું છે. જેટલો ઝગઝાટ ભર્યો વખ્ત આપણી હખામની અને બીજી શાહનશાહતો વખ્તે આપણો હતો તેથી તદન ઉલટો વખ્ત આરબોએ નેહાવંદની લડાઈમાં આપણને શીકસ્ત આપી ત્યારથી આપણો થઈ પડયો અને દરેક બાબતમાં આપણા કદીમ ન્યાગાનોની જબરી પડતી બેઠી તે એટલાં સુધી કે આખરે પોતાના પાક ધર્મની જાળવણીને ખાતર ઈસ્લામી ધર્મમાં જબરીથી વટલાવા કરતાં પોતાનું પ્યારૂં માદરવતન ઈરાન છોડીને તેમને ન્હાસભાગમાં પડી સેવટે આ માયાળુ હીંદ દેશનો આશરો લેવો પડયો.

આ દેશમાં આપણી પરઆધીન હાલત સદીઓ સુધી રહેવાથી આપણા પુર્વજો પીલા હુન્નર અને સાહીત્યમાં તેમજ બીજી અનેક બાબતમાં જેટલાં ઈરાન મધે આગળ વધેલા હતા તેટલાંજ આપણે પછાત પડયા અને છેલ્લે છેલ્લે બ્રીટીશ રાજઅમલ આ દેશમાં સ્થાપીત થયો ત્યારથી આપણો પાછો ઉદય થતો રહ્યો છે.

જે વહાણોમાં બેસી આપણા ન્યાગાનો હાદેસાના માર્યા હોરમઝદના ટાપુથી દીવ બંદરે આવ્યા તે વહાણો કોણુની માલેકીના, બલ્કે કોણે બાંધ્યાં હતા તે તવારીખમાંથી સ્પસ્ટ રીતે જણાતું નથી પણ તે રાજય જવા પછીના તૂર્તના જમ'નામાં હોવાથી આપણે ધારી શકીએ કે તે પાર્સીઓ, બલ્કે આપણા ઈરાની પુર્વજોએજ બાંધેલા હોવા જોઈએ. ત્યાર પછી ૧૯ વરસ રહીને (કીસ્સે સંજાણમાં જણાવ્યા મુજબ) આપણા વડીલો સંજાન તરફ પાંચથી સાત વહ'ણોમાં બેસી આવી પુગ્યા તે વહાણો કોણે બનાવ્યા હતા તે પણ જણાયું નથી. તે વહાણો ઉપલા ૧૯ વરસના અરસામાં દીવ બંદરે આપણા ન્યાગાનોએ બનાવ્યાં હોય યા તો જે વહાણોમાં બેસી તેઓ ઇરાનના બંદરથી દીવ તરફ હંકારી આવ્યા તેજ વહાણો હોય. ગમે તે હોય, પણ આ પશ્ચીમ હીંદ તરફ આપણે આવ્યા બાદ લગભગ એક હજાર વરસ મ્હોટે ભાગે આપણી કળા કૌશલ્ય અને હુન્નર ઉદ્યોગની તવારીખની અંધકારની હાલત જેવા લેખી શકાય. ખાસ કરીને દરીયાઈ કાફલો તો શું પણ વહાણવટી કે વહાણ બનાવવાની બાબતમાં તો સીગનપોર ગામથી મુંબઇ બંદરે વહાડીઆ ખાનદાનના પુજ્ય વડીલ આવી પુગયા ત્યાં વેર આપણી વહાણુ બાંનનારાઓ તરીકેની કીર્તી ઢંકાયલી હતી. મુંબઈ બંદરના વેપારની ખીલવણી આપણા તરફની ગોદી મધે વહાણો બાંધવાનો હુન્નર પાર્સીઓના હાથમાં આવ્યો તે દીવસથીજ મ્હોટે ભાગે વધેલી માની શકાય. તે વેળાના સુમાલો (ઇંગ્રેજ લખનારાઓ મુજબ 'સ્વાલી') બંદરેથી પોતાના પનોતાં પગલાં લવજી વહાડીઆએ ઈ૦ સ૦ ૧૭૩૧-૩૨ (યઝદેઝર્દી ૧૦૭૯) ના સાલમાં મેલ્યા તે દીવસથી વહાણું બાંધવાનો હુન્નર આપણા પાર્સીઓમાં સજીવન થયો અને તેહેનો લાભ મુંબઇની ગોદીનેજ નકી થયો, પણ ખુદ વેલાતને માટે દરીયાઇ વહાણો બાંધવાનું માન પણ આપણું વહાડીઆ ખાનદાન ખાટી ગયું છે જે આગળ ચાલતાં વીગતવાર જણાવીશ. પણ આપણા પાર્સી દરીયાઈ કાફલાના દીવસ તો રાજ્યની પડતી સાથે હાલને કાજ હંમેશના ગયા છે.

બ્રીટીશ રાજ્યની શરૂઆતમાં આપણા જે થોડાક સાહસીક જરથોસ્તીઓએ વહાણો બાંધવાનો હુન્નર ખીલવી તેમની કીર્તી વધારી તે પણ લાંબો કાળ રહી નહીં અને પાછળથી સ્ટીમરોનો જમાનો શરૂ થતાં આપણી એ કીર્તી પણ બહુ ઝાંખી પડી

ગઇ છે. જેમ સંચાકામ દાખલ થવાથી અને કાપડ વણવાની મીલો ઉભી થવાથી હાથે વણવાના ચરખાનો આબરૂદાર ઉદ્યોગી હુન્નર પડી ભાગો તેમ વરાળયંત્રથી વહાણ ચલાવવાના હુન્નરના ઉદય સાથે આપણો એક વેળા એક હાથ ફાવેલો પારસી વહાણ બનાવનારાઓના હુન્નરનો અસ્ત થયો. જ્યાં એક વેળા એક દાહેકામાં પચાશથી સો જબરા સફરી વહાણો મુંબઇથી બંગાલ અને ચીનનાજ નહી પણ પશ્ચીમ તરફના દરીયામાં ભપકાબંધ સુંદર સઢો સાથે સફેદ બટક માફક મરોડદાર દેખાવ દઇ પાર્સી નામ દેશે દેશ યાદ દેવડાવતું ત્યાં હાલ મામલો પાછો વહાણના બાબમાં પડતો આવ્યો છે. આજે પાર્સીઓની હુન્નરમંદીથી બનાવેલી સ્ટીમરનું નામ તો મળે નહી એટલુંજ નહી પણ એક હાથના આંગળીઓ જેટલા પણ પારસી સ્ટીમરોના માલેક જણાયા નથી એ ખરેખર અફસોસની વાત છે. પાર્સી સાહસ, પાર્સી સોદાગરી કાંઇ કમી થઈ નથી પણ વેપારને માટે જે હાલના જમાનાને બરની સ્ટીમરો પાર્સીઓ ધરાવી તો શું પણ બાંધીબી શકતા નથી તેથી પારસી વેપાર પાછો મંદ પડે તો તેમાં નવાઇ નથી. જે જમાનાને અનુસરતા આગળ હરોલમાં આવેલાં વહાણો પારસીઓ ધરાવતા તે જમાનામાં પાર્સીઓએ ચીન સાથે જબરો વેપાર ચલાવ્યો હતો અને ઘણાંક પાર્સી ઘેરોમાં જે દોલતની રેલછેલ આજ અરધી સદી પુર્વે થઇ હતી તે આ ચીન તરફથી મુખ્ય કરીને પાર્સી માલેકીના વહાણો મારફતે ગયલા માલની અવેજને આભારી હતી. હવે બદલાયલા જમાનાને અનુસરીને પાર્સીઓએ સ્ટીમર બાંધવાનો હુન્નર સંપાદન કરવો જોઇએ છે. વળી તે સાથે પાર્સીઓ જો છુટા છુટા સ્ટીમરોના માલેક થઈ ન શકે તો ભેગા મળીને મ્હોટી મ્હોટી થાપણ એકઠી કરીને સ્ટીમરો કાઢવાને તેઓએ હામ બીડવી જોઇએ. તેથીજ પાર્સી વેપાર ઉગતો રહેશે નહીં તો કાંઇ સ્ટીમરોની પરદેશી મોનોપોલીનો એવો વખત આવી પડે કે જ્યારે દેશી વેપારની સાથે પાર્સી વેપારને અચાનક મ્હોટો ધોકો લાગે.

રાજને માટે દરીયાઇ કાફલો રાખવાનો સમો તો હવે ઈરાનનું રાજ્ય પારસીઓના હાથમાંથી જવાથી રહયો નહી અને જોકે ત્યારબાદ નજદીક એક હજાર વરસ પારસીઓની આ દેશમાં સામાન્ય રીતે નીર્ધન હાલત રહી છતાં આજ બે સદી ઉપર સુરતથી આવેલા એક ઉગી નીકળેલા પારસી કુટુંબના વડવાઓની હુન્નરમંદી તથા કુશળતાની બરકતથી બ્રીટીશ રાજ હેઠળ દરીયાઇ કાફલા માટે લશ્કરી અને બીજા વેપારી વહાણોજ નહીં પણ તેની સગવડ માટે ઉંચા પ્રકારની ગોદીઓ આ દેશનાં બારાં તે મુંબઈ શહેરમાં બાંધવાની કીર્તી એ કુટુંબને શીરે આવી, જેથી મુંબઇ શહેરનો વેપાર વધ્યો અને અત્રેના પારસી ઠેખરેખ અને પારસી હુન્નર-

મંદીથી બંધાયલા લડાયક બારકસો (મનવારો) ખુદ વેલાતમાં વખણાવા લાગ્યા અને ત્યાંથી ઓરડરો આપણા શહેરની ગોદી ઉપર આવ્યા જે આપણા વહાડીઆ ખાનદાનના પંકાયલા માસ્તર બીલ્ડરોએ એવી મનમાનતી રીતે બનાવ્યા કે તેથી આ સંબંધમાં હીંદ મધે જાણે પારસી કીર્તી પાછી ઘણું નહી તો થોડે દરજ્જે સજીવન થઇ. જયાં આગળ પોતાના રાજ માટે મ્હોટા પાયા ઉપર દરીયાઇ કાફલો બાંધવામાં આવતો કે જેણે તે વેળાની દુન્યાને ધમંગ્માવી હતી ત્યાં હવે રાજ જવાથી પરરાજને માટે કેટલાક ખબરદાર કાબેલ પારસીઓ (જેઓ એકજ કુટુંબના હતા તેઓ) હીંદ દેશ માટેનાજ નહી પણ ખુદ વેલાતના ઉપયોગ માટેના લડાયક બારકસો બાંધવા લાગ્યા. આ બંને હાલત વીચેની સરખામણી (એક રીતે) તો થઇ શકેજ નહી પણ ફેરવાયલા સંજોગો અને ફેરવાયલી હાલત જોતાં દેશકાલ અને સ્થીતીને આધીન થઇ પારસીઓએ જે પોતાની રાજ વેળા મેલવેલી કીર્તી હજારથી વધુ વરસ વેર ગુમ કીધી હતી તે આ પરાયા દેશ મધે પાછી કાંઇક અંશે સજીવન કીધી તે માટે તે પરવરદેગારનો આભાર માનીશું. આ બાબત વીષે લખતા જે મુખ્ય એક બીના સપાટી ઉપર તરી આવે છે તે એ કે એક કોમના એકજ બખતાવર વહાડીઆ કુટુંબની કળા કૌશલ્ય અને હુનરમંદીથી હાડેસાને માટે આ પરદેશ આવી પડેલી પારસી કોમના સાહાસ અને પરાક્રમ ઉપર પરમ પ્રકાશ પડયો છે.

**ધનજીભાઈ નામના પારસીને સરકારની ફરમાસ**—આજ લગભગ ૧૮૭ વરસ ઉપર મુંબઇ ઇલાકાની સરકારે પોતાના મી૦ ડડલી નામના એક અમલદારને ધનજીભાઇ નામના સુરતના તે વેળાના જાણીતા વહાણો બાંધનારની સાથે ઈસ્ટ ઈંડયા કુંપનીને માટે એક વહાણ બાંધવા માટે કરાર કરવા માટે સુરત મોકલ્યો. આ વહાણનું નામ 'ધી કવીન' (રાણી) કરીને રાખવાનું હતું. આ ધનજીભાઇએ પોતાને સોંપેલું કામ ઘણી બાહોશી અને ઉંચા પ્રકારની કારીગીરીથી પાર પાડયું.

**મી૦ લવજી નશરવાનજી**—હવે આ ધનજીભાઈના વહાણ બાંધવાના કારખાનામાં લવજી નશરવાનજી નામે એક વડા કારભારી (ફોરમેન) હતા. કહે છે કે લવજી પોતે સોરાબજી સબાંઓરા નામના એક બાહોશ જરતોસ્તી કારીગરના હાથ હેઠલ વહાણ બાંધવાનો હુન્નર શીખ્યા હતા. સરકારનો વીચાર તે વેળા મુંબઇ મધે વહાણો બાંધવા માટે એક ગોદી બાંધવાનો હતો. એટલા માટે ઉપલું વહાણ (ધી કવીન) બંધાઇ રહયા બાદ મી૦ ડડલીએ લવજીને સમજાવવા માંડયા કે તેવણે પોતાની સાથે કેટલાક કારીગરો લઇને સુરતથી મુંબઇ આવવું. પણ લવજી (ઇ૦ સ૦ ૧૭૧૦–૭૪) એટલાં પોતાના શેઠ ધનજીભાઇ સાથે વફાદારીથી વલગેલા હતા તે તેઓની

મુરબ્બાનગી વીના મુંબઇ આવવાને તેવણે સાફ ના પાડયું. આ રજા મી૦ ડંકલીએ મહા મહેનતે મેલવી અને મજકુર ઇ૦ સ૦ ૧૭૩૫ માં લવજી (જેવણ સીગનપોરના વતની હતા) પોતાની સાથે કેટલાક કારીગરો તથા સુતારો લઇને વહાણમાં બેસી સુરતથી મુંબઇ આવ્યા. તેવણે હાલ જે જગાએ ગોદી આવી છે તેના યાર્ડમાં પોતાનું કામ શરૂ કીધું એ જગા તે વેળા દરીયાઇ ખાતાના અમલદારો તથા ખલાસીઓના વપરાસમાં હતી એમ તેની પડોશમાંજ તુરંગ પણ આવી હતી. આવા રીતે પોતાની નજદીકમાંજ આવા જાહેર મકાનો હોવાથી ત્યા લવજી પોતાનો માલમસાલો રાખતા તેની ચોરી થઇ શકતી નહતી અને તે સહીસલામત રહેવા પામતો. એ રીતે એક ઘણીજ અનુકુળ જગા લવજી અને તેહેના હાથ નીચેના કામદારોને મળી જે પાછલથી ઘણી સબકતી નીવડી.

**વહાણ માટે લાકડું લાવવાની ફરમાસ**–તે જમાનામાં વહાણ બાંધવા માટે મુંબઈમાં જેવું જોઇએ તેવું મજબુત ધરખમ લાકડું મળ શકતું નહતું. એટલા કારણને સારૂં લવજીને અત્રે આવવાને એક વરસ થયું તેટલાંમાં તેમને સરકારે લાકડાની ખરીદી કરવા ઉતર તરફના જંગલોમાં મોકલ્યા કે ત્યાં જઇ તેવણ લાકડું મુંબઇ લાવે ને તે માટે ત્યાંના વેપારીઓ સાથે ઘટતો બંદોબસ્ત કરે. આ સારૂ સરકારે મી૦ લવજીને એવી પણ સુચના કીધી કે તે પોતે સુરત જઇને ત્યાંથી પોતાના આખા કુટુંબને પણ મુંબઇ લાવી રાખે કે જેથી તેવણ અત્રે કુટુંબ સાથ જાથુક માટે ઠરીઠામ પડે અને પોતાના કામ ઉપર મનમુકીને ધ્યાન આપે.

આમ મી૦ લવજી દેશાવર ખાતે લાકડા માટે પુરતો બંદોબસ્ત કરી આવ્યા અને લાકડું બરાબર રીતે અત્રે આવતું થયું તેવુંજ તેમને સરકારે સરકારી દરીયાઇ ખાતા માટે વહાણો (ક્રુઝરો) બાંધવાને વલગાવી દીધા અને થોડુકમાંજ તેઓને આ બારનો વેપાર માટે વહાણો બાંધવાનું કામ પણ સોંપ્યું. તેવણે એ કામ ઉલટ સાથે ઉપાડી લીધું અને તે સરકારને એટલું તો પસંદ પડયું કે સરકારે પોતાના વેલાતથી આવેલા વહાણોનું સમારકામ પણ તેવણને સોંપ્યું.

**મુંબઈની કાચી ગોદી**–આ વેળા મુંબઈ મધે માત્ર એક કાચી ગોદી પોરચુગીઝોએ બાંધેલી હતી એટલે ઇ૦ સ૦ ૧૭૩૫ ના સાલ સુધી તો મુંબઈમાં ખરી પાક્કી ગોદી જેવું મુદલ હતુંજ નહી. એવી ગોદી તો સુરતમાં સારા પાયા ઉપર હોવાથી ત્યાંનો દરીયાઇ વેપાર ઘણો મચી ગયો હતો અને સુરત આપણા પશ્ચીમ કીનારાનું જાણીતું બારૂં હતું.

**૧૨ હજારને ખરચે મુંબઈમાં 'ડરાઈ—ડાક' (સુકી ગોદી)**–આવી રીતે મી૦ લવજીનું કામ વધતું ગયું અને સરકારને તેથી વધુ અને વધુ સંતોષ આપતા

ખાયા. આથી ઇ૦ સ૦ ૧૭૫૪ ના સાલમાં દરીયાઈ ખાતાંના વડાએ સરકારને એવી ભલામણ કીધી કે મુંબઇમાં એક સુકકી ગોદી બાંધવી. આ કામમાં લવજીની મદદ લેવામાં આવી અને ફકત રૂ. ૧૨૦૦૦ ને ખરચે મુંબઇમાં એવી ગોદી બંધાઇ તઇયાર થઇ.

**લવજીએ પોતાના બેટાઓને શીખવેલો હુન્નર—બીજી ગોદીની જરૂર**-આ વીષેની ખબર ફેલાતા દેશના બીજા ભાગોમાંથી વહાણો સમારકામ માટે અત્રેની આ નવી ગોદીમાં આવવા લાગ્યા. હવે લવજીથી આ વધેલાં કામને પુરૂ પડી શકાયું નહી તેથી તેઓએ હવે કામને માટે પોતાના બે દીકરા માણેકજી તથા બહમનજીને તઇયાર કીધા અને તેમને તે મધે એવા હુશયાર બનાવ્યા કે બાપ અને દીકરાઓએ મળીને ઉંચી કીશમના દરીયાઇ વહાણો બાંધવા માડયાં અને તેથી મુંબઇની ગોદીના યાર્ડની હીંદુસ્તાનમાં ચોમેર વીખ્યાતી થઈ અને તેથી કામ એટલું બધું વધી ગયું કે સરકારને માત્ર ૭ વરસમાંજ ૧૭૬૦ માં એક બીજી ગોદી બાંધવાની જરૂર પડી. ઈસ્ટ ઇન્ડીયા કુંપનીએ ખાતરી કરી લીધી કે પહેલી ગોદી કેવી અગત્યની નીવડી હતી. ત્યાં એ કુંપનીના પોતાનાજ વહાણો બંધાવવા લાગ્યાં નહી પણ એ વહાણો મારફતે દેશાવરો સાથનો મુંબઇનો વેપાર વધ્યો. બંગાલ અને મુંબઇના બીજાં મથકોથી આવતા વહાણોનું અત્રેની ગોદીમાં સમારકામ મનમાનતી રીતે થતું તે સઘળું જોઇ ઉપલી કુંપનીએ એક વધુ ગોદી બાંધવાની પરવાનગી આપી.

આ ગોદીઓમાં લવજી વેલાતનાં લડાઇ ખાતાંના બારકસોનું રીપેર કામ ઘણી સારી રીતે કરતાં. વળી તેવણ લાકડું એવી કરકસરથી અને પ્રમાણીકપણે દેશાવરના વેપારીઓ પાસેથી કશી કશીને લાવતા કે તેથી સરકારને તેવણ ઉપર જબરો વીશ્વાસ બેઠો અને તેમની સેવાઓને સ્વીકારવાને ભલામણ ઉપર ભલામણ થઇ હતી.

**ત્રીજી ગોદીની જરૂર**—પણ મુંબઇના સારાં ભાગ્યે બબ્બે ગોદીઓ પચીશ વરસના અરસામાં બંધાવાથી વહાણો બાંધવાનું કામ અત્રે એટલું બધું વધી પડયું કે એક ત્રીજી ગોદી બાંધવાની જરૂર પડી. આપણા બારાંનો વેપાર પણ એ અરસામાં એજ કારણથી વધ્યો એટલે ઈસ્ટ ઇંડયા કું૦ ના ડીરેકટરોએ આ ત્રીજી ગોદી બાંધવાની રજા આપી અને તે સાથે લવજી અને તેમના બંને સપુતોનો પગાર વધારવાની ભલામણ પણ કબુલ રાખી.

હવે ગોદીમાં કામ વધ્યાથી તેના યાર્ડનો વીસ્તાર વધારવાની તાકીદની અગત્ય જણાઇ. ખાસ કરીને વેલાતના વહાણોને સમારકામ કરી તેને મહાસાગરો ઓળંગવાને લાયક બનાવવાને માટેની જરૂર વધી. આ માટે એવા એવા વહાણોને

હોર. આઇલેન્ડ તરફ રહેવું પડતું હતું પણ હવે મુંબઈની ગોદીમાં તેમને માટે જગા કરવાની વીશેષ અગત્ય જણાતાં ૧૭૬૧ ના સાલમાં આપણી ગોદીનો વીસ્તાર વધાર વાને અવશયનું ધાર્યું. આમ કરવા માટે જેલ તથા અમલદારોના મકાનો તથા ગોદીની નજદીકી વહાણ માટે આવી પડતાં લાકડાંઓ માટે પુરતી જગા મલી શકતી ન હતી.

**એજ ધંધામાં લવજીની ત્રીજી પહેડી**—લવજીએ પોતાના મરણની થોડુંક આગમજ એટલે ૧૭૭૧ ના સાલમાં પોતાના દીકરા માણેકજીના દીકરા ફ્રામજી અને બહેમનજીના દીકરા જમશેદજીને આ ધંધામાં નાંખ્યા. તેવણ જોકે તે વેળા પઇસે અને ઇજ્જતે સુખી હતા તે છતાં પોતાના દીકરાઓ પાસે સર્વથી નીચામાં નીચી પાયરીએ કામ કરાવવા માંડ્યું હતું. તેમનો એ કામ ઉપર પહેલાં દર મહીને રૂ. ૧૨ નો પગાર માડ્યો હતો. આજે તો માતબરનો દીકરો સુખવાસી જીંદગી ગુજારવાને પોતાનો દાવો રાખે છે અને કદીબી બાહ્ડું ચહાવીને સુથારનું આંગ-રગડનારૂં કામ કરે નહી જો કે તેના બાપે તે મુજબ કરીને નામ અને દામ મેલવ્યું હોય તો શું થયું. પણ લવજીએ કે તેના બેટા માણેકજી કે બહેમનજીએ પોતાને ઘેર એવો લાડ ચાલવા દીધો નહી. જેનું પરીણામ સારૂં જ આવ્યું તેમાં શી નવાઇ?

**લવજી વહાડીઆએ બાંધેલાં વહાણો**—શેઠ લવજી નશરવાનજી વહા-ડીઆ જેવણ ઇ૦ સ૦ ૧૭૭૪ માં ૬૪ વરસની ઉમરે ગુજરયા હતા તેવણે ૨૦ મનવારો તથા ૧૪ વહાણો બાંધ્યાં હતા તથા બેશુમાર જુનાં વહાણોની મરામત કીધી હતી.

**લવજીનું મરણ**—આખરે ઇ૦ સ૦ ૧૭૭૪ ના સાલમાં આ પહેલો પારસી વહાડીઆ કે જેણે મુંબઇ શહેરના વેપારના વધારા માટે ગોદી જેવું બળવાન સાંધન પુરૂં પાડ્યું, જેણે વેપારી બારકસો શું પણ ખુદ વેલાતવાળાઓ માટે લડાયક બારકસો બાંધી મુંબઇની ગોદીની નામના ચોમેર વધારી મેલી હતી, તે આ ત્હેનાં કરી લીધેલા વતનમાં આવવા બાદ બરાબર ૪૦ વરસની મુદતે સખત મહેનત અને રગડ કરીને પોતાના કીરતારને જઇ મલ્યો. આ વેળા તેની પુંજી ફક્ત રૂ. ૨૦ હજારની હતી અને તે સાથ પોતાના કુટુંબને માટે કોટમાંનું ઘેર (જે વહાડીઆના ઘર તરીકે ઓલખાય છે) મેલી ગુજર પામ્યા. જે ખરેખરી મોટી દોલત તેવણ મેલી ગયા તે સરકારનો વીશ્વાસ. માન તથા ચાહ હતા. જે વારસો તેમનાં કુટુંબીઓને વધુ ઉપયોગી નીવડયો.

**લવજીના બેટાઓએ લીધેલી તેમની જગા**—લવજી પછી કુદરતી રીતે તેમના વડા દીકરા માણેકજી માસ્તર બીલ્ડર થયા અને બીજા બેટા બહેમનજી પોતાના

વડા ભાઈના મદદનીશ બન્યા. સરકારે બાવાની અમુલ્ય સેવાઓની પીછાનમાં દીકરાઓનો પગાર વધાર્યો અને તેમને નામે એક ચાંદીનું રૂલર તથા શ્યાલ ભેટ આપ્યાં.

**દરીયાઈ તોપખાતાંની સેવા**–બાવાને પગલે ચાલી માણેકજી લવજીએ દરીયાઈ તોપખાતાંની મ્હોટી સેવા બજાવવા માંડી. આ વેળા વેલાત તરફ મ્હોટી લડાઇ ચાલતી હતી.

આ વહાડીઆઓની કાબેલ્યત તથા સાહાસનો પમરાત ખુદ વેલાતવેર પસર્યો જેથી ત્યાંની ઈસ્ટ ઇંડયા કું૦ ના ડીરેકટરોએ લવજીનાં વડા સપુતોને માટે રૂપાંની એક રૂલર તથા એક કીમતી શ્યાલ ઇનામ તરીકે ભેટ મોકલ્યા.

તે સમયે સર એડવર્ડ હયુઝના કમાન્ડ હેઠળ ત્યાંનો લડાયક કાફલો મુંબઇની ગોદીમાં કેટલીક વેળા આવી પડતો જયાં ત્હેનું માણેકજી અને તેમના પીત્રાઇ સમારકામ મનમાનતી રીતે કરતા. વલી તેઓએ ઇસ્ટ ઇંડયા કુ૦ માટે નવસો ટનના બે વહાણો બાંધ્યાં. આ માટે અત્રેના એડમીરલે પોતાની તરફથીજ એ ભાઇઓને જુદાં જુદાં ચાંદીનાં ઇનામો આપ્યા અને તેમની કીમતી સેવાઓની વખાણ વેલાતમાંબી ચાલવાથી ત્યાંથી ૮૦ ખાડી ભાત નીપજે એટલી જમીન તેમને ઇનામમાં આપવાને ભલામણ થઇ જેની રૂએ ઇ૦ સ૦ ૧૭૭૭ ની આખેરીએ પરેલ તરફની મ્હોટી જમીન તેમને હવાલે કીધી. આ જમીનની તે વેળા દર સાલ રૂ. ૧ હજારની આવક અડસતવામાં આવી હતી.

આ બંને ભાઇઓના ઉપરીપણા હેઠળ ૧૬ વરસની મુદતમા મુંબઇ સરકાર માટે ૧૩, કલકતાની સરકાર માટે ૩ અને વેપારીઓ માટે ૧૩ મલીને ન્હાનાં મ્હોટાં ૨૯ નવાં બારકસો બાંધી આપ્યાં હતાં, છતાં તેઓ કાંઇ તાલેવંત થયા નહી તે તેમના પ્રમાણીકપણાના પ્રતાપે હતું.

**માણેકજી તથા બહમનજી લવજીના મરણ**–હવે અજલનો દુત લવજીના બેટા માણેકજીને ઇ૦ સ૦ ૧૭૯૦ ના સાલમાં અને બે વરસ બાદ તેમના ભાઇ બહમનજીને ઉપાડી ગયો અને તેમની જગા મજકુર પીત્રાઇઓ ફ્રામજી માણેકજી અને જમશેદજી બહમનજીએ હકદાર રીતે લીધી આ બંનેએ પોતાના વડીલોના નામ વધાર્યાં.

**જમશેદજી બહમનજી વહાડીઆ**–તેઓમાંના જમશેદજીએ તો વધુ મ્હોટાં કદના વહાણો બનાવવાનું બીડું ઝડપ્યું અને તેમણે રાજ તરફના દરીયાઇ કાફલાનું સમારકામ કરવાનું કામ પણ સર્વના સંતોષ વચ્ચે બજાવી કુંટુંબની આબરૂ અને આંટને વધારી.

**મુંબઇની ગોદીમાં મનવાર બાંધવાનો ઠરાવ**-આમ મુંબઇની ગોદી વીશે તેના પારસી માસ્તર બીલ્ડરની નામના ચોમેર પંથરાઇ અને ઇ૦ સ૦ ૧૮૦૨ ના સાલમાં ૫૬ ગનવાળી 'કોર્નવોલીસ' નામની ફ્રીગેટ જે વહાડીઆજીએ આપણાં બારીમાં બાંધેલી હતી તે વેલાતના દરીયાઇ ખાતાંના લોરડોના જોવામાં આવી. તે જોઇ તેઓ ખુશ થયા અને તેઓની ખાતરી થઇ કે મુંબઇની ગોદી ઘણી અછી રીતે મનવાર બાંધી શકશે. તેથી આ અખતરો પહેલવહેલો મુંબઇમાં ચલાવવાને તેઓએ હીમત કીધી. આવી રીતે આ પહેલો વહેલોજ દાખલો છે કે જેમાં આખાં હીંદુસ્તાનમાં મુંબઇને વેલાતના ઉપયોગ માટે લડાયક બારકસો (મનવારો) બાંધવાનું કામ સોંપ્યું. એ કામ વહાડીઆજી જેવા માસ્તર બીલ્ડરની હીમત ઉપર માથે લેવામાં આવ્યું અને તે ઘણીજ સંતોષકારક રીતે પાર પડયું.

**યુરાપીઅન માસ્તર બીલ્ડરને મોકલવાની સુચના**-પહેલાં તો જરા વેલાતવાળા દરીયાઇ ખાતાંના લોર્ડને શક ગયો કે મુંબઇની ગોદીથી એ મોટું કામ ઉપાડી લેવાશે કે નહી અને જો તે ઉપાડે તો તે માટે વેલાતથી ખાસ ઇંગ્રેજ માસ્તર બીલ્ડર મોકલવો કે નહી એ બાબે મસલત ચલાવતા એવી સુચના રજુ થઇ કે મુંબઇની ગોદીએ એ કામ ઉપાડવું પણ તે માટે કરવઇયા માસ્તર-બીલ્ડરો તથા કારીગરો તો યુરોપીઅનોજ જોઇશે અને વેલાતથી તેમને મોકલવા પડે.

**મ્હોટા ઇંગ્રેજ અમલદારે આપેલી ખાતરી**-આપણા અઠંગ કુશલ જરતોસ્તી વહાડીઆની હુન્નરમંદી અને કારીગરીનો જાતી અનુભવ એડમીરલોની બોર્ડના એક મેમ્બર સર તોમસ ત્રાઉબ્રીજને હતો અને તેવણે જમશેદજી બહમનજીની એ માટેની પુરતી લાયકાતો વીશે બોર્ડને ખાતરી આપી એટલુંજ નહી પણ તે માટે પોતે જામીન થયા કે આ પારસી પહેલવાન ફ્રીરમી ફકત ન્હાનાં લડાયક ફ્રીગેટોજ મનમાનતી રીતે બાંધી શકશે એટલુંજ નહી પણ મ્હોટાં વહાણો પણ યુરોપીઅનોની કાંઇપણ મદદ કે દેખરેખ વગર બાંધી આપશે. આ ઉપરથી વેલાતના દરીયાઇ ખાતાંએ વગર અચકવે બે ફ્રીગેટો અને એક ૭૪ ગનવાળું લડાયક બારકસ બાંધવાની વરદી મુંબઇ મોકલી આપી. તે મહાભારત જોખમભર્યું કામ આપણા પારસી માસ્તર બીલ્ડરના વીશ્વાસમાં મેલ્યું અને તેમાં તેઓને કાંઇ પણ રીતે પસ્તાવાનું કારણ હતું નહીં. સર તોમસ ત્રાઉબ્રીજની જામીનગીરી બોલ્રે બોલ ખરી પડી. વહાડીઆજી જમશેદજીએ કુલ ત્રણની બાએ ફ્રીગેટો માગવા કરતાં વધુ સારી રીતે બાંધી તેઓને દરીયામાં ઉતારી અનેકવાર તેઓની ખાતરી કરી આપી.

**ગાદીના વીસ્તારનો વધારો**–હવે તો મુંબઇની ગોદીમાં કામ અતીસ્ય વધી પડ્યું માટે તેનો વીસ્તાર વધારવા વગર ચાલ્યુંજ નહી. વહાણુ બનાવવાના ખાતાંના માણુસો બેશુમાર વધ્યાં અને લાકડાંના ઢગોના ઢગો વહાણુ બાંધવા માટે આવી પડયા. એજ અરસામાં (ઇ૦ સ૦ ૧૮૦૫ માં) મુંબઇની જેલને તે વેળાની શહેરની હદની બાહેર ખસેડવામાં આવી તે તકનો લાભ લઇ આ ગોદીનો વીસ્તાર વધાર્યો. પેસા ઓફી. સરો તથા તેમના માણુસોનાં રહેઠાણો પણુ તેજ વેળા બીજી ગમ ખસેડવામાં આવ્યાં અને ગોદીના તમામ યાર્ડને ભરી લીધો અને એવો હુકમ કાઢયો કે ફક્ત દરીયાઇ ખાતાંની તથા ઇ૦ ઇંડયા કું૦ નીજ બોટોને ત્યાં આવવા દેવી અને ત્યાં લોકોની પણુ આવજાવ બંધ કરવી. પણુ આથી રઇયતને અડચણુ પડવા માંડી અને તે માટે અત્રેની સેલ્યુટીંગ બેટરી (તોપખાના) ની દક્ષીણે એક પીઅર (ડકકો) બાંધ્યો અને તેને માટે બબ્બે સીડીઓ પુરી પાડી.

**બે વધુ ગોદીઓ બાંધવાનો હુકમ**–આમ વખતે વખત ગોદીનો વીસ્તાર વધતો ગયો અને તે સાથ દરીયાઈ તોપખાતાંની હાજતો પણુ વધતી જવાથી ૧૮૦૫ ના સાલમાં એવો હુકમ થયો કે બીજી બે ગોદીઓ બાંધવી અને તેમાંની એકમાં બારકસો બાંધવા અને બીજીમાં મ્હોટામાં મ્હોટી મનવારો આપણા હીંદી મહાસાગરમાં આવી પુગે તેને ઉતારવી.

આ ગોદીઓ જેનો પ્લાન કેપટન લુગરે કાઢ્યો હતો તે આપણુા પારસી માસ્તર બીલ્ડરોએ બાંધી આપી અને ત્હેની બાંધણી તેમાં વાપરેલું લાકડું અને કામની સફાઇ તથા જે ઉંચા પ્રકારનો હુન્નર એ ગોદી બાંધવામાં વાપર્યો હતો તે શીલ્પશાસ્ત્રનો એક નમુનો લેખાયો અને બ્રીટીશ રાજ્ય હેઠળ એથી વધુ સરસ કામ મળે નહી એમ સ્વીકારવામાં આવ્યું.

શેઠ જમશેદજી એ ગોદી બાંધવાના કામના ઉપરી હતા. તેમની આગમજનાર માસ્તર બીલ્ડર વીરાહ ઇ૦ સ૦ ૧૮૦૪ ના સાલમા ગરીબ હાલતમાં ગુજર પામ્યા કારણુ તેમને કામમાં જશ મેળવવા અને નહી કે દામ ગજવામાં મેલવાની ઉલટ હતી. એ ગોદીમાં ત્યાર બાદ ૧૪૦૦ તથા ૧૨૦૦ ટનના મ્હોટા વહાણો ઈસ્ટ ઈંડયા કું૦ ની માટે બાંધવામાં આવ્યા. શેઠ જમશેદજી વહાડીઆએ આવી રીતે ઇસ્ટ ઈંડયા કું૦ ની તથા દરીયાઇ ખાતાંની ઉતમ સેવા બજાવી તેની પીછાનમા એ કુમ્પની તથા સરકાર તરફથીજ નહી પણુ દરેક દરીયાઇ ખાતાંના વડા ( એડમીરલ ) અને કમાન્ડરો ઇન ચીફ તરફથી તેમની કાબેલ્યત તેમજ ઇમાનદારી માટે ઉંચી પ્રકારની સર્ટીફીકેટો મળી હતી. તેમની પછી એ કુટુંબની એક ચોહી પહેડી પણુ એજ માનક

ભર્યો તથા રાજ ઉપયોગી ઓધો ભોગવવા લાગ્યાં અને તેઓએ તે બજાવવામાં એટલો બધો સંતોષ સતાવાળાઓને આપ્યો કે એ કુટુંબના નબીરાઓની જગાએ ગોદીના માસ્તર બીલ્ડર તરીકે લાંબા વખત સુધી કોઈ યુરોપીઅનને લાવવાને તેમને કશું કારણ જણાયું નહી.

બાર વરસની મુદતમાં શેઠ ફરામજી માણેકજી તથા જમશેદજી બહમનજી દસ્તક બધાં મલી નીચે મુજબ ૩૦ નવાં વહાણો બંધાયા હતા:—

૧૪ ઈસ્ટ ઈંડ્યા કું૦ માટે.
 ૩ બંગાલની સરકાર માટે.
 ૧ મસ્કતના ઈમામ માટે.
૧૨ વેપારીઓને માટે.
———
૩૦

શેઠ ફરામજી માણેકજીના મરણ પછી તેમના પીત્રાઈ શેઠ જમશેદજી બહમનજીની ૧૬ વરસની મુદતની દેખરેખ હેઠળ બધાં મલી ૫૬ બારકસો બંધાયાં હતા તેમની વીગત નીચે મુજબ છે:—

પાદશાહી લડાયક મનવારો ૧૬:—
આમાંની
૭૪ તોપવાલી ૬.
૩૮ તોપવાલી ૩.
૩૬ તોપવાલી ૨.
૧૮ તોપવાલી ૨.
૧૨ તોપવાલી ૧.
૧૦ તોપવાલી ૨.

એ લડાયક મનવારો ઉપરાંત:—

| | |
|---|---|
| ઈસ્ટ ઇંડ્યા કુંપનીને હીસાબે લડાયક તથા વેપારી વહાણો | ૨૧ |
| વડી બંગાલની સરકાર માટે | ૯ |
| મસ્કતના ઈમામ માટેની મનવારો | ૨ |
| ખાનગી વેપારીઓ માટે | ૮ |
| | ——— |
| | ૪૦ |

વહાડીઆજી શેઠ જમશેદજી બહમનજીને ઇ૦ સ૦ ૧૮૨૨ માં રૂ. ૭ હજારની આવકવાળી એરસેપારલાં તથા જહુરના ગામોની જાગીરી સરકાર તરફથી તેમની અમુલ્ય સેવાઓ માટે સ્વાધીન કરવામાં આવી હતી અને તે ઉપરાંત તેમને મ્હોટાં અમલદારો તરફથી સંખ્યાબંધ ઇનામો તથા માનપત્રો મલ્યા હતા.

**મુંબઈની ગોદીની પોણોસો વરસની તવારીખ—તે મધે વહાડીઆજીઓએ ભજવેલો મગરૂરાભર્યો ઝળકતો ભાગ**—આગળ જણાવ્યું તેમ ઇ૦ સ૦ ૧૭૩૫ ના સાલ અગાઉ મુંબઇ મધે કોઇપણ ગોદી ન હતી. તે વેળા સુરતનો વેપાર બહુ ચઢતી હાલતમાં હતો અને ત્યાંનું બારૂંજ પરદેશ સાથે સંબંધમાં આવતું. તે જમાનામાં મુંબઇની દશા પડતી ત્યારે સુરતની દશા ચઢતી હતી અને સુરતમાં તેથી જાહોજલાલી અને પૈસાની રેલછેલ પણ ઠીક હતી. જુદાં જુદાં પરદેશી યુરોપીઅન રાજયોની કોઠીઓ પણ વેપાર અર્થે સુરતમાંજ હતી. ખુદ પશ્ચીમ હીંદુસ્થાન એટલે મુંબઇ ઇલાકાનુંજ સુરત વહાણો બાંધવાનું મથક ન હતું પણ આખા હીંદુસ્થાનનું પણ એજ હતું.

**મુંબઈની ગોદીએ વેપારને આપેલી વળાણ**—મુંબઇ ટાપુ ઇ૦ સ૦ ૧૬૬૫ માં ઇંગ્લંડના રાજા બીજા ચાર્લ્સની રીતમાં પોર્ચુગીઝ રાજય તરફથી મળવા બાદ ૭૦ વરસ પછી મુંબઇની ચઢતીની કાંઇક શરૂઆત થવા લાગી જેનું મુખ્ય કારણ અત્રે સ્થપાયલી ગોદીનું છે કે જેની બરકતથી અત્રેના બહોળા બારાંને જોઇતી જરૂરની સગવડ મળી અને તેથી પરદેશના વહાણો વેપાર અર્થે આપણા બારામાં આવવા લાગ્યા. આ ગોદીનો પાયો ઉપર જણાવયું તેમ ઇ૦ સ૦ ૧૭૩૫ ના સાલમાં સુરતથી આવી લવજી નશરવાનજી વહાડીઆએ નાંખ્યો હતો અને તેહેને બનતી ઝડપે સરકારને તૈયાર કરી આપી હતી. એ ગોદીને માટે વહાણો બાંધવાનુ કામ પણ તુરત શરૂ કરી પહેલાં કોસ્ટા તરફ ફરી શકે એવા ન્હાનાં ન્હાનાં વહાણો બાંધ્યા. હવે લવજીના કામની તારીફ ચોતરફ ફેલાઈ અને ઇંગ્રેજ સરકારના મ્હોટા લડાઇના બારકસોજ નહીં પણ વેપારી વહાણો મરામતને સારૂં મુંબઇની સરકારી ગોદીમાં આવવા લાગ્યા કારણ તે જમાનામાં ચીનથી હીંદ સુધીના સમુદરોમાં યુરોપ તરફના જે સેંકડો બારકસો ફરતાં તેઓ માટે મુંબઇ સીવાય બીજે કેંઇ ગોદી નહીં હતી કે જયાં એવાં બારકસોની તુર્ત વેળાની મરામત થઇ શકે. આ સબબે મુંબઇના વેપારની ખીલવણી આ નવી ગોદીથી બહું ઝડપથી વધી અને ૧૯ વરસ થયા નહી તેટલાં સરકારે લવજીના ઉપરીપણા હેઠળ સુકકી ગોદીઓ બંધાવવા માંડી. હવે ગોદીઓને મળતું કામ ઘણું વધી ગયું તેથી સરકારે જુની ગોદીઓની નજદીક બીજી ગોદીઓ પણ બાંધી હતી.

**મુંબઈ એક નેવલ આર્સેનલ (Naval Arsenal)**—શેઠ લવજી પછી તેમના નબીરાઓએ ગોદીના માસ્તર-બીલ્ડરોનો માનવંત ઓધ્ધો ચાલુ રાખ્યો અને એ કુટુંબી સેવાઓની પીછાન સરકારે કેટલીક ઇનામી જમીન તેમને પગેલ ખાતે આપીને તેમજ બીજી કીમતી ભેટો આપીને કીધી હતી. આ કુટુંબનાઓએ મ્હોટી ફ્રીગેટો (Frigates)-મનવારો બાંધી આપી કે જેથી મુંબઇ થોડાજ વખતમાં દરીયાઇ ખાતા માટે લડાયક બારકસો બાંધવાનું અગત્યનું મથક થઇ પડયું. માણેકજી અને બહમનજીએ વેલાતના લડાયક બારકસોની મરામત કરવા ઉપરાંત પોતે નવસો ટનના બે વહાણો ઇસ્ટ ઇંડીયા કું૦ માટે બાંધી આપ્યા. આ ઉપર વેલાતના દરીયાઇ ખાતાની નજર દોડી અને ત્હેણે ઇ૦ સ૦ ૧૮૦૨ માં મુંબઇમાં મનવારો બાંધવાને માટે ઓર્ડરો મોકલ્યા કે જેની ઉંચી પ્રકારની લાયકાત માટે ખુદ દરીયાઇ ખાતાના વડાઓએ વગર માંગવે જામીનગીરી આપી અને અત્રે મ્હોટાં મહોટાં લડાયક બારકસો બંધાવાના ચાલુ રહયાં.

**લવજી કુટુંબની સેવાઓની ભારે પ્રસંશા**—આગળ જોયું તેમ શેઠ લવજીએ મુંબઇની ગોદીમાં ૩૫ વરસ વેર ઇસ્ટ ઇં૦ કું૦ની નોકરી બજાવી અને તેમના મરણ બાદ તેમના બેટાઓ શેઠો માણેકજી લવજી તથા બહમનજી લવજીએ અરધી સદી વેર ઉલટ અને ઉમંગથી એ સેવા ચાલુ રાખી હતી. આ સંબંધમાં ઇ૦ સ૦ ૧૭૮૩ ના મારચ માસમાં રીઅર એડમીરલ સર એડવર્ડ હુયુઝ-જે ઇસ્ટ ઇન્ડીઝને લગતા નામદાર રાજાના સ્કવાડ્રન (squadron) ના કમાન્ડર-ઇન-ચીફ હતો ત્હેણે-મજકુર શેઠો માણેકજી તથા બહમનજી લવજી તથા તેમના બેટાઓએ ત્યાર બાદ લાંબો વખત ચાલેલી લડાઇમાં સરકારની જે સેવા બજાવી હતી ત્હેની પીછાન નીચલા શબ્દોમાં કીધી હતીઃ-

"The very essential and important service rendered His Majesty's squadron under my command at this time by the two Parsee brothers Manackjee and Bomanjee Lowjee and their two sons Framji and Jamsetjee Lowjee's, who have not only exerted themselves to the utmost by day and night, but have induced the whole of the native artificers to equal attention in the refit of His Majesty's ship deserves the greatest praise and every reward in my power to give . . . . . not only to reward them for their present great services rendered the nation at large but the Company in particular but also for former obligations that both acknowledge they justly owe them."

ત્યાર બાદ મજકુર બન્ને ભાઈઓ અને તેમના બેટા તથા નબીરાઓએ મળી પાંચ પહેડીઓ સુધી એટલે ૧૦૬ વરસ વેર ઇંગ્રેજ સરકારના માસ્તર મીલ્ડરો તરીકે બેમુલ સેવાઓ બજાવી હતી જે સેવાઓની શરૂઆત છેક ઇ૰ સ૰ ૧૬૯૮ ના સાલથી થઇ હતી તે આપણે જોયું છે.

**દેશની બજાવેલી સેવા માટે શેઠો માણેકજી તથા બહમનજી લવજીને મળેલો ચાંદ**—ઇ૰ સ૰ ૧૭૮૩ ના સાલમાં વાઇસ-એડમીરલ 'સર એડવર્ડ હ્યુઝ કે૰ બી૰ એ માણેકજી લવજીને એક ચાંદ તેમની સેવાઓ માટે આપ્યો હતો જેના ઉપરના લેખમાં જણાવ્યું હતું કે તે

"For services rendered the nation"

("પ્રજાની સેવા બજાવવા માટે")

આપ્યો હતો, અને એજ માફક તેમના ભાઈ બહમનજી લવજીને પણ એવાજ લેખ સાથે બન્નેમાં સુપર્બ વહાણના મોડલ સાથે આપ્યો હતો.

**શેઠ જમશેદજી બહમનજી વહાડીઆના ફ્રીગેટ માટે જણાવેલી મગરૂરી**—વાઇસ એડમીરલ સર એડવરડ હ્યુઝ બેરોનેટે પોતાના તા૰ ૨૫ મી ડીસેમ્બર ૧૮૧૦ ના પત્ર મધે જે અભીપ્રાય આપ્યો છે તે ખરેખરો પારસી કોમને હરખાવનારો છે. તે લખે છે કે

"I beg you my dear Money to make Jamsetjee proud of his frigate. The 'Salsette' sails as any of our frigates, stands up better and had any other ship but her been frozen up in the Baltic as she was for 9 weeks, Balthurst says she would not have stood the buffeting of the ice where as she came off unhurt. He says it was wonderful the shocks she stood during heavy gales. The old gentleman may be proud, and pray remember me kindly to him."

એજ માફક શેઠ જમશેદજી બહમનજી માસ્તર બીલ્ડરે ઇ૰ સ૰ ૧૮૦૨ ના સાલમાં એક ૭૪ ગનશીપ અને ફ્રીગેટ બાંધવાને ઠરાવ કીધો હતો કે જે ખુદ વેલાતના વહાણુ બાંધનારને નમુના તરીકે બતાવી શકાય. એ બાબે રીઅર-એડમીરલ સર ટોમસ ત્રાઉબ્રીજ બેરોનેટ મજકુર ગ્રહસ્થને પોતાના તા૰ ૩૦ મી મે ૧૮૦૨ ના પત્રમાં લખે છે કે

"Although you have forgotten me, I well remember you and I have been forcibly struck with your abilities and I have pledged

myself that you will build us a 74 gunship and a frigate which shall be a pattern to our English builder."

ઉપલા લખાણુ ઉપરથી જણાશે કે મુંબઇની ગોદી મધે બાંધેલા આપણા વહાડીઆજીઓના લડાયક વહાણો ખુદ વેલાતમાં કેવા પ્રસંશા પામતા હતા અને તે વીષે અત્રેના દરીયાઇ ખાતાના અમલદારો કેવા ખાતરીપુરવક હતા.

**ખુદ વેલાતના બંધાયલા વહાણોને ભુલાવે એવા મુંબઈમાં વહાડીઆજીઓને હસ્તક બંધાયલા વહાણો**–વળી તા૦ ૧૬ મી નવેમ્બર ૧૮૦૩ ના પત્રમાં તો ઉપલોજ દરીયાઇ ખાતાનો વડો શેઠ જમશેદજી બહમનજીની હુન્નરમંદી માટે ભાર મુકી લખે છે કે

"We have numberless offers of building at Bengal line-of-battle ships, but I have no opinion of the people who are to perform the work or the Pegue a teak, I therefore rest entirely on you; I have seen and know you are fully equal to it and I have pledged myself you will produce ships that will equal those built in England."

મી૦ પીટર રેન્યર પોતાના તા૦ ૧૨ મી ફેબરૂઆરી ૧૮૦૪ ના પત્ર મધે મુંબઈના ગવરનર ઓનરેબલ જોનાથન ડંકન જોગ સીફારસ કરતાં ખાસ કરીને શેઠ જમશેદજી બહમનજી તથા તેમના કુટુંબીઓની બાહોશી વીષે કહે છે કે

"The numerous specimens they have already exhibited of their talents in the science of naval architecture will always form their best panegyric."

વળી આગળ ચાલતાં ઉપલોજ અમલદાર એ કુટુંબના કામને એક મ્હોટો પ્રજાકીય લાભ ("a great national benefit") તરીકે લેખાવે છે.

**છેટલી અરધી સદીમાં મુંબઈ શું કે ઈગ્લંડની કોઈ પણ ગોદીમાંથી આવા કીસ્બી સારા માલ મસાલાથી બનાવેલા વહાણો બહાર પડયા નથી.** આગળ ચાલતા આપણે તા૦ ૨૬ મી ફેબરૂઆરી ૧૮૧૩ ના પત્ર ઉપર આવ્યે છીયે કે જે પત્ર કેપટન ટોમસ એકઆરથર લો–કે જે 'મીન્ડન' વહાણનો કેપટન હતો તે–હેડ બીલ્ડર શેઠ જમશેદજી બહમનજી ઉપર લખતાં જણાવે છે કે

"I have heard many declare that no ship so highly finished or composed throughout of material so good had been launched

from any of His Majesty's dockyards or any yard in England during the last 50 years; nor was the scarcity of good timber likely to admit such selection of that article for any one ship as was observable in the Minden for many years to come. We have found her in all circumstances answer extremely well is in my opinion better than any ship in which I have sailed hitherto.

**એક કંપની ભેટ**–૧૮૦૨ ના સાલમાં જે ખાતરી રીઅર–એડમીરલ સર ટોમસ ત્રાઉબ્રીજે આપી હતી કે શેઠ જમશેદજી બહમનજી ૭૪ ગનનું લડાયક વહાણ બાંધશેજ તે બાર વરસની મેહેનત બાદ ઇ૦ સ૦ ૧૮૧૪ માં ખરી પડી હતી. તેવણે એ સાલમાં "ધી મીન્ડન" નામે વહાણ બાંધ્યું જેની પીછાં નમાં દરીયાઈ ખાતાંના લોરડ કમીશનરો તરફથી શેઠ જમશેદજીને એક ખાસ કપ એનાયત કરવામાં આવ્યું હતું, જે અગાઉ "મીન્ડન" નામના વહાણ બાંધવા માટે તેમને એક "પીસ ઓફ પ્લેટની" ભેટ કરવામાં આવી હતી.

**વેલાતના દરીયાઈ ખાતાં માટે મુંબઈની ગોદીમાં બંધાયલા વહાણો**–ઇ૦ સ૦ ૧૮૨૫ માં ગોદીના સુપ્રીન્ટેન્ડન્ટ મી૦ હેનરી મેરીટને મુંબઇના ગવરનર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનને લખી જણાવ્યું હતું કે

"I learn that with satisfaction that orders have been received for the continuance in Bombay Dock of ships for His Majesty's Navy, an event upon which I congratulate your Honourable Board as a measure leading to the constant employment of a valuable class of men, and the ultimate prosperity of the yard."

**એક વધુ સીલવર રૂલની ભેટ**–શેઠ નવરોજી જમશેદજીને ઇ૦ સ૦ ૧૮૩૧ ના સાલમાં લંડનથી એક સીલવર રૂલની ભેટ ઇસ્ટ ઇંડીયા કુ૦ ના કોર્ટ ઓફ ડીરેકટરો તરફથી નીચલા લેખ સાથે મળી:—

"In testimony of their approbation of his fidelity and services as head builder, in their Naval Dockyard at Bombay."

આ લેખ ઉપર કુંપનીના ચેરમેન તથા વાઇસ ચેરમેન ઉપરાંત મુંબઇના ગવરનર સર જોન માલકમનું પણ નામ જોવામાં આવે છે.

**સરકારની સેવા ઉમંગથી બજવનારા બે પારસી વહાડીઆઓ**–સરકારની આ સેવાઓનો રેલો આમ વરસોવેર ચાલુંજ રહયો હતો. શેઠો નવરોજી

જમશેદજી તથા ખરશેદજી રૂસ્તમજી વીષે ૧૮૩૫ ના સાલમાં કેપટન કોગને પોતાનો અભીપ્રાય જાહેર કીધો હતો:–

"I conscientiously say that in no branch of the public service that has ever come under my observation are there individuals more devoted to the interest of Government, or to whom this Government is more indebted."

આવા ઉંચા અભીપ્રાયો આગળ માફક આજે જવલેજ મળે છે.

**૫૪ વરસની ગોદીમાં માનભરી નોકરી**–શેઠ નવરોજી બધા મલી ૫૪ વરસની નોકરી અત્રેની ગોદીમાં બજાવી ૧૮૬૦ ના સાલની તા૦ ૧ લી નવેમ્બરે ૮૫ વરસની ઉમરે ગુજર્યા હતા.

ઇ૦ સ૦ ૧૮૨૧ થી ૧૮૪૨ ના બે દાહેકા મધે શેઠ નવરોજી જમશેદજી વહાડીઆના વખતમાં મુંબઇની ગોદીમાં જે નવાં વહાણો બંધાયા હતા, ત્હેની ટીપ રેલીગ્રાફ તથા કુરીઅર નીચે મુજબ આપે છે:–

| Name of Ships. | | | When Built. |
|---|---|---|---|
| H. C. Frigate Hastings | ... | ... | ... 1821 |
| Experiment Gun Boat ... | ... | ... | ... 1821 |
| Ganges, 84 Gun Ship ... | ... | ... | ... 1821 |
| Frigate Madagascar ... | ... | ... | ... 1822 |
| H. C. Brig. Palivares ... | ... | ... | ... 1822 |
| Schooner Nassery ... | ... | ... | ... 1822 |
| H. C. Sloop of War Elphinstone | | ... | ... 1824 |
| Ship Calidonia ... | ... | ... | ... 1824 |
| H. C. Sloop of War Amerst | ... | ... | ... 1824 |
| Asia, 80 Gun Ship ... | ... | ... | ... 1824 |
| Pilot Vessel Sea Horse | ... | ... | ... 1825 |
| Pilot Vessel Mermed ... | ... | ... | ... 1825 |
| H. C. Cruizer Clive ... | ... | ... | ... 1826 |
| Ship Mount Stuart Elphinstone | | ... | ... 1826 |
| H. C. Cruiser Coote ... | ... | ... | ... 1826 |
| Ship Hormasjee Bomanjee | ... | ... | ... 1828 |
| Ship Sir Charles Malcolm | ... | ... | ... 1829 |

| | | | | |
|---|---|---|---|---|
| H. C. Brig. Euphrates | ... | ... | ... | 1828 |
| H. C. Pattamar Pawna | ... | ... | ... | 1828 |
| H. C. Pattamar Bheema | ... | ... | ... | 1828 |
| H. M. 80 Gun Ship Bombay | ... | ... | ... | 1828 |
| H. M. 80 Brig. Tigris | ... | ... | ... | 1829 |
| H. M. Frigate Androomeda | ... | ... | ... | 1829 |
| Steamer Hugh Lindsay | ... | ... | ... | 1829 |
| H. C. V. Royal Tiger ... | ... | ... | ... | 1829 |
| H. C. Schooner Shannon | ... | ... | ... | 1832 |
| Ship Earl of Clare ... | ... | ... | ... | 1832 |
| H. C. Water Boat ... | ... | ... | ... | 1833 |
| Ship Jamsetjee Jeejeebhoy | ... | ... | ... | 1833 |
| H. C. Warf Boat ... | ... | ... | ... | 1833 |
| Brig Two Sister ... | ... | ... | ... | 1833 |
| Ship Sultana ... ... | ... | ... | ... | 1833 |
| Moocha and Mamoody Brig | ... | ... | ... | 1833 |
| H. C. Cutter Margaret | ... | ... | ... | 1835 |
| H. C. Cutter Narbudda | ... | ... | ... | 1835 |
| Schooner Tay ... | ... | ... | ... | 1835 |
| Schooner Lady Grant ... | ... | ... | ... | 1835 |
| Schooner Bombay ... | ... | ... | ... | 1835 |
| H. C. Surveying Boat Maldeve | | ... | ... | 1835 |
| H. C. Surveying Boat Caldeva | | ... | ... | 1836 |
| H. C. Surveying Flat Bottom Boat Mootay | | | ... | 1836 |
| Schooner Nassery ... | ... | ... | ... | 1836 |
| Barque Sir Herbert Compton | ... | ... | ... | 1836 |
| H. C. Pilot Vessel Taptee | ... | ... | ... | 1836 |
| Barque Ardashir ... | ... | ... | ... | 1836 |
| Pilot Brig Magna ... | ... | ... | ... | 1836 |
| Ship Joh Fleming ... | ... | ... | ... | 1836 |
| Pilot Brig Crustna ... | ... | ... | ... | 1837 |
| Pilot Brig, Saugor ... | ... | ... | ... | 1836 |
| Ship Rajusthan ... | ... | ... | ... | 1837 |
| Schooner Pearl ... | ... | ... | ... | 1837 |

| | |
|---|---|
| H. C. Schooner Mahie ... ... ... ... | 1836 |
| Anchor Boat for the Master Attendants Department. | 1838 |
| Schooner Constant ... ... ... ... | 1838 |
| Tow Boat for Indus Service ... ... ... | 1838 |
| Pinnace for Runjeetsing ... ... ... | 1838 |
| Snake Boat for ... ... ... ... | 1838 |
| Iron Steamer Indus ... ... ... ... | 1838 |
| Pilot Brig. No. 1 ... ... ... ... | 1838 |
| Pilot Brig. Orissa ... ... ... ... | 1839 |
| Schooner Mary Gordon ... ... ... | 1839 |
| Iron Steamer Comet ... ... ... ... | 1839 |
| Coal Boat No. 2 ... ... ... ... | 1839 |
| Iron Steamer Meteor ... ... ... ... | 1839 |
| Steamer Victoria ... ... ... ... | 1840 |
| Steamer Seaforth ... ... ... ... | 1840 |
| Iron Steamer Planet ... ... ... ... | 1840 |
| Iron steamer Satalite ... ... ... ... | 1840 |
| Iron Steamer Medusa ... ... ... ... | 1840 |
| Iron Steamer Ariarie ... ... ... ... | 1840 |
| Coal Boat No. 3 ... ... ... ... | 1840 |
| Cargo Boat for Aden Service ... ... ... | 1841 |
| Steam Frigate Auckland ... ... ... | 1841 |
| Steam Frigate Semiramis ... ... ... | 1842 |
| Light Vessel Colabah ... ... ... ... | 1842 |

એજ પત્ર લખે છે કે:—

"British commerce and enterprize have penetrated into the most remote corners of the old world; but had it not been for the genius and labour of the Lowjee Family, many a sea would still have been swept by pirates, and many a bay, now covered with princely merchantmen, would have been but a solitude, disturbed alone by the sweep of some solitary canoe, paddled from shore to shore. By their industry and skill, we have seen enabled to discover new lands, and conquer old ones. Those magnificent

rivers—the Euphrates, the Indus, the Ganges, the Irrawaddy and the Yang-tse-Kiang, have all, through their aid been explored from their mouths to their sources. Their handi-work has conveyed our mariners to the flowery paradises of the Indian Archipelago, while their ships have revealed to us new wonders in seas which Kelson or Keel had never before divided. After all, how glorious is labour, and how magnificent are the triumphs which this Parsee Family have achieved? For a century and a quarter, son has succeeded father, not by hereditary right, as is the case with titled rank, but by virtue of approved ability and tried worth; and during the whole of that time, their history has been progressive; their energies never having for a moment flagged. Well may the Lowjee family say with the Dramatist:—"We honour birth and ancestry when they are the incentives to exertion, not the title-deeds to sloth! We honour the laurels that overshadow the graves of our father;—it is our fathers we emulate when we desire that beneath the evergreen which we ourselves have planted, our own ashes may "repose!"

(Telegraph & Courier, 5th Nov. 1860).

અફસોસ કે આ ભારે કીર્તીવંત કામ પણ વખતના બદલાવાથી હવે પારસીઓના હાથમાંથી સદાનું ગયું છે. તેઓએ એક વેળા મુંબઇના વેપારને માટે એક બળવાન સાંધન પુરૂં પાડયું હતું તેવું હવે એ કોમના હાથમાં આવ્યું નથી, તો જો કે મુંબઇનાજ નહીં પણ પુર્વ તરફના વેપારની ખીલવણીમાં એ કોમે પોતાના એકજ માનવંત કુટુંબના જબરા સાહાસની બરકતથી આજ લગભગ અર્ધી સદી અગાઉ દોઢ સદીના લાંબા અરસામાં સુલેહના વખતમાં ધરખમ હીસ્સો આપ્યો છે એટલુંજ નહી પણ ખુદ વેલાતના રાજ્યને માટે ઉપયોગમાં આવે તેવાં લડાયક બારકસો બાંધી આપી તે જમાનામાં પણ રાજની સેવા લડાઈના સમય માટે પણ બજાવી છે.

શેઠ નવરોજી જમશેદજી વહાડીઆ—મુંબઇની ગોદીમાં સ્વતંત્રપણું ભોગવી ગયલા તેવણુ સર્વેથી છેલ્લાં વહાડીઆ લેખાય છે કારણુ તેવણુની પછીના વહાડીઆની મુખત્યારી દીનપરદીન કમા કરવામાં આવી હતી.

તેવણુની ઇ૦ સ૦ ૧૮૨૧ ના સાલથી વડા વહાડીઆ તરીકે નેમણુંક થઇ હતી. તેવણે સડવાળાજ નહીં પણ અગનીના સાંચા (સ્ટીમ)થી ચાલનારા બારકસો બાંધી નામના મેળવી હતી. આ મધે ત્રણ તો મ્હોટી મનવારો નામે 'એશીયા,' 'બોમ્બે' અને 'કલકતા' હતી. તેવણે બાંધેલી આગબોટ જેનું નામ 'હયુ લીન્ડસે' હતું ત્હેની વખાણુ છેક વેલાતવેર થઇ હતી.

નીચલાં ૭૫ બારકસો તેવણે બાંધી આપ્યા હતા:—

૫ પાદશાહી મનવારો.
૪૫ ઈસ્ટ ઇંડીયા કુંપની માટે.
૫ બંગાલની સરકારને માટે.
૪ મસકતના ઇમામને માટે.
૧૬ વેપારીઓને માટે.

ઉપર જણાવેલી ૫ મનવારોમાં બે ૪૬ તોપવાળી અને ત્રણ ૮૪ તોપ-વાળી હતી

શેઠ જાંગીરજી નવરોજી વહાડીઆના ૧૮૬૬ માં નીપજેલા મરણુ વેળા 'રાસ્ત ગોફ્તારે' ભલામણુ કીધી હતી કે—

"વાડીઆ ખાનદાનનાં નબીરાઓને જે હુનર હાથ લાગેલો આપણે જોઇએ છે, તે હુનર સંબધી પોતાનું જ્ઞાન આગલ વધારવા તથા સુધારવાનું તેઓને ઘટારત છે. વાડીઆ ખાનદાને આગલાં વખતમાં જેવી આબરૂ મેલવી તેવીજ આબરૂ હાલના ચઢતી કલાનાં વખતમાં તેઓએ મેલવવાનું જારી રાખવુ જોઇએ. વેપાર અથવા એવા ધંધામાં કદાચ કમાંણી વધારે થાય, તો પણુ આવા હુનરો શીખ-વામાં વધારે આબરૂ એજ વધારે કીરતી છે"

**ફ્રીગેટ 'ફીરોઝ' માટે ભેટ**—ત્યારબાદ શેઠ ખરશેદજી રૂસ્તમજી વહાડીઆએ ઇસ્ટ ઇંડીયા કંપનીને હીસાબે એક ફ્રીગેટ નામે 'ફીરોઝ' બંધાતી હતી ત્હેનું ઉપ-રીપણું ચલાવ્યું હતું અને તે માટે વેલાતવેરથી રૂપાંના ઓજારોનો એક બોક્ષ ભેટ મોકલવામાં આવ્યો હતો, જે તા૦ ૮ મી નવેમ્બર ૧૮૫૧ ને દીને અત્રેના ટાઉન હોલમાં દરબાર ભરીને તેમને એનાયત કરવામાં આવ્યો હતો.

**પારસીએ કોચીન અને કલકતા ખાતે બાંધેલા બારકસો**—તે પછી શેઠ ધનજીભાઇ રૂસ્તમજી વહાડીઆ કુટુંબના એક બીજા નબીરા હતા જેવણે પોતાનો બાપીકો હુન્નર ચાલું રાખ્યો હતો. મુંબઇમાં મઝગામ તરફની ગોદીમ તેવણુ પહેલાં નીમાયા હતા પણુ ત્યાર પછી આગા મહમદ રહીમ શીરાઝી નામના

એક મોગલ વેપારીએ એ તરફ એક ગોદી બાંધી ત્યારે ત્હેનું ઉપરીપણું આ પારસી વહાડીઆને આપ્યું હતું. તેવણ પાછળથી એ અખત્યાર છોડી કલકતા અને કોચીન તરફ મુસાફરીએ ગયા હતા અને કોચીન તરફ બે વહાણો તથા કલકતા તરફ ત્રણ વહાણો બાંધ્યાં હતા જે અગાઉ તેમણે આપણી તરફ મઝગામની ગોદીમાં ત્રણ કલીપરો બાંધી હતી.

પાછા મુંબઇ આવ્યા બાદ તેવણ ૧૧ વરસ સુધી પોતાના આગલા ધંધામાં પી૦ એન્ડ ઓ૦ કુંપનીવાળી મઝગામની ગોદીમાં મશગુલ રહયા હતા.

**આગબોટની શરૂઆત**—એ પછી શેઠ અરદેશર ખરશેદજી ગોદીખાતાંમાં પહેલવહેલી સ્ટીમર બાંધનારા વહાડીઆ હતા. તેવણે વહાણો બનાવવાના હુન્નર જોડે ઇજનેરી વીદ્યા મુજબ સાંચાકામ બનાવવાની તાલીમ મેળવી હતી. તેવણે "ઇંડસ" નામની એક નવી સ્ટીમર બાંધીને તા૦ ૧૪ મી ઓગસ્ટ ૧૮૩૩ ને દીને પાણીમાં ઉતારી પોતાની ઇજનેરી કળા માટે શાબાશી મેળવી હતી. ત્યારબાદ તેવણ ૧૮૩૯ માં વેલાત ઇજનેરી કળામાં વધુ પ્રવીણ થવાને ગયા હતા અને ત્યાં સ્ટીમરોના સાંચાકામ બનાવવાનો તથા મરામત કરવાનો હુન્નર શીખી બોર્ડ ઓફ ડીરેકટરો તરફથી મુંબઈની ગોદીમાં વડા ઇજનેરનો ઓધ્ધો લઇ આવ્યા હતા.

**કરાંચીમાં સાહાસ**—શેઠ અરદેશર ખરશેદજીએ ઓધ્ધા ઉપરથી પેનશન મેળવ્યા બાદ કરાંચી ખાતે જઇને ત્યાં ઈંડસ નદીમાં સહેલાઈથી ફરી શકે એવી આગબોટો બાંધી પારસી નામના તે તરફ પણ વધારી હતી.

**ફ્રેંચ મનવારો**—એક બીજા વહાડીઆ તે શેઠ જેહાંગીર નવરોજીએ દરીયાઇ તથા લશ્કરી ખાતાંઓની કીમતી સેવા બજાવવા ઉપરાંત ફ્રેંચ મનવારો ઉપરની મરામત અચ્છી રીતે કરી હતી, જેને માટે ઇ૦ સ૦ ૧૮૬૨ ને આશરે ફ્રાન્સના શાહાનશાહે તેમને માટે સોનાનું એક પોકેટ ક્રોનોમીટર (ઘડીઆલ) ભેટ મોકલ્યું હતું.

**જમશેદજી ધનજીભાઇએ બાંધેલા એક હજારથી વધુ બારકસો**—લવજી વહાડીઆની આવી રીતે પાંચ પહેડીઓ એકજ નામાંકીત ધંધામાં પડવા બાદ છઠી પહેડીએ માસ્તર બીલ્ડર તરીકે શેઠ જમશેદજી ધનજીભાઇ ઓધ્ધે ચઢ્યા હતા. તેમના વખતમાં મનવારો અને દેશી વેપારી બારકસો બાંધવાનું કામ અત્રેની ગોદી-માંથી બંધ પડયું હતું, છતાં તેવણે આઠ વરસના ટુંક અરસામાં સરકાર માટે જો કે ન્હાનાં કદના પણ તે જમાનાને અનુસરતી સુધરેલી કળાના મ્હોટી સંખ્યામાં

બાંધી આપ્યા હતા. આ સંખ્યા એકંદર ૧૦૮૩ ની થાય છે, ત્હેની વીગત નીચે મુજબ છે:–

| | |
|---|---|
| સરકારી અને સોદાગરી વહાણો તથા આગબોટો | ૮ |
| મુંબઇની તથા બીજી સરકારોને માટેની તરેહવાર જાતની બોટો | ૮૬ |
| મરામત કરી આપેલા સરકારી સ્ટીમથી ચાલતાં તથા સઢવાલાં વહાણો | ૯૪૬ |
| વેલાતથી કટકાઓ બનાવી જોડી અત્રે સરકાર તથા સોદાગરો માટે તઈયાર કીધેલાં બારકસો | ૧૧ |
| કરાંચી મધે બાંધી આપેલી સ્ટીમટગ 'મનોરા' | ૧ |
| બારાંની સંભાળ સારૂ 'બાજો' | ૧૨ |
| મોદીખેની પુરણી માટે બોટ | ૧૬ |
| લશ્કર લાવ લઇજાવ માટેના લોઢાનું 'બાજ' | ૧ |
| પરચુટણ | ૨ |
| | ૧૦૮૩ |

ઉપલાંમાં ગોદીને માટેનો તરતો દરવાજો બારાંની બહાર રાતે બતી બતાવવાને માટે દીવાદાંડી તરીકે કામ લાગે તેવું વહાણ ઉપરાંત સીલોન તરફના ખરાબા આગલ રાતે બતીની રોશની માટે એક વહાણ શેઠ ખરશેદજીએ બાંધી આપ્યુ હતું. તેવણે પાઇલિટ બોટો, ઝડપી ન્હાનાં વહાણો, સ્કરૂનરોની મરામત ઘણી સારી રીતે કરી પાઇલેટ ખાતાંને રાજી કીધા હતા.

**શેઠ જમશેદજી બહમનજી વહાડીઆની ૫૪ વરસની સરકારી નોકરી.**

એકજ માસ્ટર બીલ્ડર શેઠ જમશેદજી બહમનજી વહાડીઆ (૧૭૫૪–૧૮૨૧)ની દેખરેખ હેઠળ જે ૫૬ મ્હોટાં બારકસો અત્રે બંધાયાં હતાં તેમાંની ૧૬ તો મનવારો હતી.

શેઠ જમશેદજી બહમનજી વાહડીઆએ પોતાની ૬૭ વરસ અને ૫ મહીનાની જીંદગી મધેના ૫૪ વરસ ઈસ્ટ ઇંડ્યા કું.ની નોકરી ઉમંગથી બજાવવામાં કાઢયાં હતાં.

પચાસ વરસના અરસામાં એવું કોઇપણ બારકસ વેલાતની [સરકારની ગોદીમાંથી બહાર પડયું નહતું.

મનવાર મીન્ડન જે જમશેદજી બહમનજી વહાડીઆએ બાંધી તે વીશે તો તેના કેપટન તોમસ મેક આરથરલોએ ખુલ્લે ખુલ્લો એકરાર કીધો હતો કેઃ–

"I have heard many of them (people belonging to the King's Yard at Portsmouth) declare that no ship so highly finished or composed throughout of the material so good had been launched from any of His Majesty's Dock yard, or any Yard in England, during the last fifty years."

**ખાનબહાદુર જમશેદજી ધનજીભાઈ વહાડીઆ**–વહાડીઆ કુટુંબના જે નામાંકીત માસ્ટર બીલ્ડરો થઇ ગયા છે, તેઓ મધેના સર્વથી છેલ્લાં શેઠ જમશેદજી ધનજીભાઇ વહાડીઆ હતા. તેમના પછી આ મોટો ઓધો સરકારે કાઢી નાંખ્યો હતો. શેઠ જમશેદજીના ઉપરીપણા હેઠલ ઓછામાં ઓછા ૪૨ વહાણો બાંધવામાં આવ્યાં હતાં અને તેમની સેવા માટે ઇ. સ. ૧૮૭૭ માં સરકારે તેઓને ખાન બહાદુરનો ખેતાબ જે તે વેળા દેશીઓમાં ઘણો માનભર્યો ગણાતો હતો તે બક્ષ્યો હતો.

**લડાઈ વેળાની સેવાઓ**–તેમના વખતમાં હીંદુસ્તાન મધે ડયુક ઓફ એડીનબરો તેમજ **પ્રીન્સ** ઓફ વેલ્સ (પાછળથી ૭ માં એડવર્ડ) ની પધરામણી થઇ તે પ્રસંગોએ અત્રેની ગોદીમાં જે વખાણવાલાયક ગોઠવણ થઇ હતી તેને માટે સરકાર તરફથી તેમનો ખાસ ઉપકાર માનવામાં આવ્યો હતો. વળી એજ માફક એબીસીન્યા, મોલ્ટા તથા ઇજીપ્તની ચઢાઈઓ વેળા લડાઇને માટેની સામગ્રી લઇ જનારા ત્રાન્સપોટ વહાણોની તેવણે ગોઠવણ કીધી હતી તેની પણ સરકારે યોગ્ય પીછાન કીધી હતી.

**ત્રણસોથી વધુ નવા વહાણો બાંધનાર કુટુંબ**–સામટી રીતે લેતા ૧૫૦ વરસના અરસામાં વહાડીઆ કુટુંબે કમમાંકમ ૩૩૫ નવા બારકસો બાંધી લડાઇ તેમજ સુલેહના વખતમાં એકસરખી રીતે સરકારની તેમજ રૈયતની સેવા બજાવી છે. આ બારકસોમાં કેટલીક તો મનવારો હતી. આ ઉપરાંત જુદાં જુદાં દેશો તરફથી, રાજ તેમજ પરરાજ તરફથી, જે સેંકડો વહાણો આપણી ગોદી મધે આવતાં તેમનુ સમારકામ ઘણી બાંહોસીથી આ વહાડીઆ માસ્ટર બીલ્ડરોની દેખરેખ હેઠળ થતુ તેથી મુંબઇની ગોદી તેમજ તેના પારસી માસ્તરોની નામના દેશે દેશ પંથરાઇ હતી.

**વેહાડીઆ કુટુંબનો એ ધંધા સાથનો સંબંધ**-વહાડીઆ કુટુંબનો સંબંધ સરકારી ગોદીમાં છેક ૧૯૧૪ સુધી ચાલુ રહયો હતો, અને છેલ્લે નીચે પ્રમાણે માસ્ટર બીલ્ડરો થઇ ગયા છે:

**માણેકજી લવજી (૧૭૨૬–૧૭૯૨, ૧-૭–૧૭૯૨) ૧૭૭૪ થી ૧૭૯૨.**

**ફરામજી માણેકજી (૧૭૫૦–૧૮૦૪ ૯-૩-૧૮૦૪) ૧૭૯૨ થી ૧૮૦૪.**

જમશેદજી બહમનજી (૧૭૫૭-૧૮૨૧ ૨-૧૨-૧૮૨૧) ૧૮૦૪ થી ૧૮૨૧.
નવરોજી જમશેદજી (૧૭૭૪-૧૮૬૦ ૯-૩-૧૮૬૦) ૧૮૨૧ થી ૧૮૪૪.
ખરશેદજી રૂસ્તમજી (૧૭૮૬-૧૮૬૩ ૮-૮-૧૮૬૩) ૧૮૪૪ થી ૧૮૫૭.
જાંહગીર નવરોજી (૧૮૨૧-૧૮૬૬ ૨-૬-૧૮૬૬) ૧૮૫૭ થી ૧૮૬૬.
જમશેદજી ધનજીભાઇ (૧૮૧૯-૧૮૯૩ ૯-૧૨-૯૩) ૧૮૬૬ થી ૧૮૮૪.

જો કે છેલ્લા શેઠ જમશેદજીના વખતમાં માસ્ટર બીલ્ડરનો ઓધ્ધો કાઢી નાખવામાં આવ્યો. છતાં ત્યાર પછી જમશેદજીના ભત્રીજા શેઠ બહમનજી સોરાબજી વહાડીઆ અત્રે ગોદીમાં નોકરી રહેલા હતા અને તેવણ ૧૯૧૪ માં "એસીસટંટ કન્ત્રાકટર"ના ઓધ્ધા ઉપરથી ફારેગ થયા. આ સાથે લવજી વહાડીઆ ખાનદાનનો ૧૮૦ વરસે ગોદી સાથનો સંબંધ ખતમ થયો છે. એ ઘણી દલગીરીની બીના છે કે એ કુટુંબના કોઇ વારસ નરો આવો નામીચો સંબંધ ચાલુ રાખવા ગોદીમાં રહયા નથી.

**પારસીઓ વહાણ બનાવવાના હુન્નરમાં પહેલાં છે**–શેઠ ડોસાભાઇ ફરામજી કરાકા પોતાની સુંદર "હીસ્ટરી ઓફ ધી પારસીસ"માં જણાવે છે કે ૧૮૮૧ ની વસ્તીની ગણત્રી મુજબ ૪૬ વહાણ બાંધનારાઓમાં ૨૬ પારસીઓ હતા.

**વહાડીઆ અટકનું મુળ**–સુથારને સાધારણ રીતે લાકડાં ઘડનાર અથવા વેહરનાર અથવા વહાડીઆ નામે લોકો એળખતાં અને તે ઉપરથી આ મશહુર ખાનદાનની અટક પડી છે. એ અટક એક એવા હુન્નરની ગવાહી આપે છે કે જેણે મુંબઇ શહેરને જગજાહેર કીધું અને તેની ગોદી સાથ તેના વેપાર રોજગારનો પાયો નાખ્યો.

**દમણનો બદલો સરકારી**–કહે છે કે દમણના આગલા પારસીઓ પણ વહાણ બાંધવાના હુન્નરમાં કુશળ હતા. એક ત્યાંનો જરથોસ્તી જેમનુ નામ બરજોરજી સરકારી હતું તેમને વીશે કહે છે કે ત્યાંના રાજને તેમની ગરજ વહાણ બાંધવા માટે તાકીદની પડવાથી રાજને લગતું વહાણ બાંધવાનું કામ તેમને સોંપયું હતું જે તેમણે મનમાનતી રીતે પાર પાડયું હતું.

**વીગાસ સ્લીપ**–પાણીપર ઉતરેલું વહાણ સાંચાની મદદથી સુકકી જગા ઉપર ચહડાવી લેવા માટે વીગાસ સ્લીપ કુા. ઉભી કરવામાં મરહુમ શેઠ ખરશેદજી નશરવાનજી કામાએ આગેવાની લીધી હતી.

**પારસીઓની બાંધેલી કે માલેકીની સ્ટીમરો**–જયારથી સઢના વહાણોની જગા વરાળયંત્રથી ચાલતી સ્ટીમરોએ લીધી, ત્યારથી વહાણો બાંધવાની

અગત્ય ઓછી થઈ. વળી સ્ટીમરો માટે પોલાદનું સાંચાકામ જોઈએ તે સારૂં વેલાતના કારખાનાઓનો આધાર લેવા વીના છુટકો નહી હતો. વહાણો બાંધવા માટે જેમ ઉંચા પ્રકારનું ટકાઉ લાકડું આ તરફ મળી શકતું હતું તેવી સગવડ સ્ટીમરોના સાંચાકામ માટે મળી શકી નહી તેથી તે બાંધવાનો વેપાર કુદરતી રીતે પશ્ચીમ (West) તરફના દેશો તરફજ અટકી રહયો. વળી સ્ટીમરોની કીમત વહાણ કરતાં ઘણી વધુ હોય છે અને છુટી છુટી પોતાની માલેકીની સ્ટીમરો ફરતી કરવી પાળવતું નથી કારણ કે હાલ **પી. એન્ડ. ઓ. અને બ્રીટીશ ઇન્ડીયા** જેવી બળવાન કુંપનીઓ કરોડો પાંઉડની થાપણ સાથ મોનોપોલી જેવું લઇ બેઠી છે અને એ કુંપનીઓ પોતાની સામે હરીફ ઉભો થતાં તેને કચડી નાખવાને અનેક સ્વાર્થી ઉપાયો લે છે. જેમાંનો એક વરસની આખેરીએ જે વેપારી ગ્રાહકો માલ મોકલવાને ચાલુ રાખે તેમનેજ નોલમાં રીબેટ આપે છે જેથી ગ્રાહકોને ચાલું ટકી રહેવું પડે છે.

૧૯૨૨ ના અકટોબર માસની આખેરીએ મળેલી **સીધ્યા સ્ટીમ નેવીગેશન કું.**ની વારસીક સભામાં આ બાબે તેમજ હીંદી સરકારની એ પ્રત્યે અતીસ્ય વાંધાભરી રાજનીતી સામે મજબુત પોકાર વાજબી રીતે ઉઠાવવામાં આવ્યો હતો. જયારે ચાર કરોડની થાપણવાળી આવી કુંપનીનું સ્ટીમરના ધંધામાં અનેક જાતની હરીફાઇ અને ધંધો એકહાથ કરવાની આપખુદીને લીધે વલતું નથી ત્યારે ખાનગી માલેકોને સ્ટીમર રાખવું કેમ પાલવડે ? જો કોઇ સહાસીક લખોપતી પોતાનોજ વેપારી માલ લઇ જવાને પોતાની માલેકીની સ્ટીમર રાખે તો પણ તે સ્ટીમરમાં કાંઇ અચાનક કામ નીકળી પડે ત્યારે તેને પોતાનો માલ મોકલવાને માટે બીજી કુંપનીની સ્ટીમરને આસરે જવું પડે તે વેળા તેને અંતની ઘડીએ શેરવવાનુ હોવાથી માલેકીની સ્ટીમર સાખવાના ધંધાને ઉતેજન મળે નહી અને હંમેશ માટે નીયમીત રીતે નોલ મેળવવાને ખાતર પુરતાં સાંધનો ધરાવનારી બળવાન સ્ટીમર કુંપનીનો લાભ લઇ સંતોષ પકડવો પડે.

**શેઠ જમશેદજી નશરવાનજી તાતા**—મરહુમ શેઠ જમશેદજી તાતા જેવા સહાસીક દુરઅંદેશ નરે પોતે સ્ટીમર કુંપની કહાડી હતી તેને સરકાર તરફથી ઘટતું ઉતેજન ન મળવા સાથે ગેરવાજબી અઘટીત હરીફાઇને લીધે ખોટમાં ઉતરવાથી એ કુંપનીને બંધ કરવી પડી હતી. જ્યાં આવો મામલો હોય અને પારકી સ્ટીમરોને મુદતવેર ચારટર કરી ઉપર ઉપરથી નફો ખાવાનું વધુ સગવડ ભરયુ હોય ત્યાં ખાનગી માલેકીની સ્ટીમર રાખવાનુ મન ન થાય તે સમજી શકાય તેવું છે.

થોડી કીમતના સફરી વહાણોના બાબમાં આ કારણ હરતી ભોગવતું નહતું તેથી પારસી સહાસ એ ધંધામાં ફાવી ગયો હતો. પણ સ્ટીમરોના જમાનામાં અને ભેગી થાપણ સાથે કુંપનીઓ મારફતે બહોળા પ્રમાણમાં એ ધંધા ચલાવતાં ખાનગી સહાસથી સ્ટીમર ચેલાવવાનું બંધ પડયું અને તેવા કામમાં પારસીઓ વહાણો છોડીને સ્ટીમરો ખરીદવાના ધંધામાં પડયા નહી. બાકી તેમના વચ્ચે લવજી વહાડીઆ કુટુંબના મોટા મોટાં માસ્ડર બીલ્ડરો હોવાથી સાંચાથી વરાળયંત્ર માર-ફતે ચાલતાં વહાણો અને સ્ટીમરો બનાવવાનું આપણી ગોદીમાં એવા કરવૈયા હાથોમાં નહી બનત એમ ન હતું. જેમ સાંચા તથા મીલો થવાથી હાથના ચરખા મારફતે કાપડ વણવાનો હુન્નર નાશ પામ્યો તેમ સાંચા અને વરાળયંત્ર મારફતે ઝડપી સફરો થઇ શકવાથી હલેસાં અને સડ મારફતે ચાલતાં વહાણોનો ધંધો પડી ભાગયો છે.

**સ્ટીમર ઇંડસ**-શેઠ **અરદેસર** ખરશેદજી વહાડીઆ (મરણ ઇ૦ સ૦ ૧૮૭૭ એ ઇ૦ સ૦ ૧૮૩૩ માં ઇંડસ નામે એક નાની સ્ટીમર પહેલી બનાવી હતી તથા તેમાં સઘળું સાંચાકામ એવણે પોતે જડયું હતું. એ સ્ટીમરની કારીગરી જોઇ અત્રેના દરીયાઇખાતાનાં સઘળા અમલદારો ઘણા ખુશી થયા હતા.

**સ્ટીમર સર જે. આર. કરનાક**-તા૦ ૧૬ મી ફેબરવારી ૧૮૪૪ ને દીને સ્ટીમર સર **જે. આર. કરનાક** જે નવી બંધાઇ હતી તેના માલેક શેઠ જીજી-ભાઇ દાદાભાઇ હતા અને તેવણ કેટલાક મીત્રોને સાથે લઇ એ સ્ટીમરમાં સુરત ખાતે ઉપડી ગયા હતા. આ વાત જાણવાજોગ છે કે સુરતના બંદર ખાતે આ પહેલવહેલીજ સ્ટીમર આવી હતી.

**સર જમશેદજી જીજીભાઈ સ્ટીમર**-તા૦ ૧૨ મી નવેમ્બર ૧૮૪૮ ને દીને શેઠ જીજીભાઇ દાદાભાઇના છોકરાઓની કુંપનીએ મજગામના બંદર આગલના તલાવ ઉપર બંધાવેલી એક નવી સ્ટીમરને પાણીમાં ઉતારવાની ક્રીયા કરવામાં આવી હતી. એ સ્ટીમરનુ નામ **"સર જમશેદજી જીજીભાઈ"** કરી આપયું હતું અને જે શેઠ ધનજીભાઇ રૂસ્તમજી વહાડીઆના ઉપરીપણા હેઠળ બાંધવામાં આવી હતી.

**લવજી ફેમીલી નામની સ્ટીમર**-શેઠ રૂસતમજી અરદેશર વહાડીઆએ પોતાને ખરચે ૮ ગનની એક નવી સ્ટીમર મજગામની ગોદીમાં પોતાના ઉપરીપણા હેઠળ બંધાવી હતી. તેને પાણીમાં ઉતારવાની ક્રીયા તા૦ ૧૬ ફેબરવારી ૧૮૫૧ ને દીને તેમના પીતા શેઠ અરદેસર ખરશેદજી વહાડીઆએ પોતાને હાથે કીધી હતી

સરેશતા પ્રમાણે ચંપીનની બાટલી ફોડો એ સ્ટીમરનુ નામ સર્વની ખુશાલીના પોકારો વચ્ચે "લવજી ફેમીલી" કરીને રાખયું હતું.

આ વાત જાણવાજોગ છે કે આ સ્ટીમરને લગતું સર્વ લોખંડકામ, બોઈલર, ઇનજીન, વીગેરે કશી ચીજ ઇંગલડથી ન મંગાવતાં અત્રેની ગોદીમાંજ તૈયાર કરવામાં આવ્યું હતું. આ સ્ટીમર બીજે વરસ તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૫૨ ને દીને સુરતવાલા શેઠ નસરવાનજી પેસ્તનજી વકીલે રૂ. ૧૯૫૦૦ ની કીંમતે ખરીદ કીધી હતી.

**સ્ટીમર માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટન**–તા૦ ૧૫ મી ફેબરવારી ૧૮૫૪ ને દીને અત્રેની મજગામની ગોદી મધે શેઠ કાવસજી જાંહગીરજી રેડીમનીને ખરચે બંધાવેલી એક નવી સ્ટીમરને પાણીમાં ઉતારવાની કીયા બપોરના ૧૨ કલાકે કરવામાં આવી હતી. મીસીસ રસલે સરેશતા પ્રમાણે બાટલી ફોડી સર્વની ખુશાલીના પોકારો વચ્ચે તે સ્ટીમરનુ નામ "માઉન્ટ સ્ટુઅર્ટ એલફીનસ્ટન" કરી આપયું હતું. આ વેળા બીજાઓ જોડે એ ગોદીના માસ્ટર બીલ્ડર શેઠ ધનજીભાઇ રૂસ્તમજી વહાડીઆને શાલ હોરાડવામાં આવી હતી. આ વેળા એક જુદા મડપમાં આસરે એકસો પારસી બાનુઓ પણ એ કીયા જોવાને હાજર થઇ હતી.

**કોસ્તાઓ ઉપર ફરનારી સ્ટીમરોના પારસી માલેકો વીષે**–ઇ૦ સ૦ ૧૮૫૯ ના સાલમાં કોસ્તાઓ ઉપર ફરનારી સ્ટીમરોના પારસ માલેકો, આડતીઆ, અને મેનેજરો વીષે અત્રેના બોમ્બે કુરીઅરે પોતાના કેલેન્ડરમાં નીચલી વીગતો જણાવી હતીઃ–

સ્ટીમર માઉંટ સ્ટુઅર્ટ એલફીનસ્ટનના માલેક (સર) કાવસજી જાંહાગીર રેડીમની.

સ્ટીમર વીકટોરીઆના આડત્યા જાંહગીરજી શાપુરજી લાલા.

સ્ટીમર લવજી ફેમીલી ।। આડત્યા ફરામજી રૂસ્તમજી (વહાડીઆ)ની કુા.

સ્ટીમર સર જે. આર. કરનાકના મેનેજર પેસતનજી જાંહગીરજી તારાચંદ.

ઇ૦ સ૦ ૧૮૬૦ થી ૧૮૮૦ સુધીનાં બે દાહેકાઓ મધે પારસી માલેકીના ૪૨ વહાણો હસ્તી ભોગવતાં હતાં. અલબત્ત એ સંખ્યા મધેના કેટલાંક અગાઉ બંધાયલાં પારસી માલેકીના ચાલુ હતા. આ મધે નીચલી સ્ટીમરો હતીઃ–

માઉંટ સ્ટુઅર્ટ એલફીનસ્ટન.

મહારાજ.

લવજી કેમીલી.

**અગનીના સાંચાની સ્ટીમરો**—આ બે દાહેકામાં (૧૮૬૦-૧૮૮૦) અગનીના સાંચાના નીચલા બે વહાણો પારસી માલેકીના હતા.

મારગેટ ક્રાફરડ નામની એક સ્ટીમ લોન્ચ એો૦ મી૦ રૂસ્તમજી જમશેદજી જીજીભાઇએ પોતાની મોજને ખાતર ફરવા સારૂ ૩૧ ગનની મજગામની ગોદીમાં શેઠ રૂસ્તમજી અરદેશર વહાડીઆના ઉપરીપણા હેઠળ બંધાવી હતી તેને તા૦ ૯ મી એપ્રીલ ૧૮૬૪ ને દીને પાણીમાં ઉતારવાની ક્રીયા એક મેલાવડાની હજુરમાં તેમની એક છોકરીની છોકરી બાઇ દીનબાઇ રૂસ્તમજી વહાડીઆએ કીધી હતી

**દીનશાહ પોનટુન**—મરહુમ શેઠ કાવસજી દીનશાહ એડનવાલાએ એડન મધે લંડનથી એક મોટી લોખંડની તરતી ગોદી બનાવી મંગાવી તે તા૦ ૧૨ મી જુન ૧૮૯૩ ને દીને પાણીમાં ઉતારી હતી. એ ગોદીને **"દીનશાહ પોનટુન"** કરી નામ આપવામાં આવ્યું હતું.

**સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલાની માલેકીની ૬ સ્ટીમરો**—શેઠો એડનવાળાભાઇઓની પહેડી તરફથી આફ્રીકા, અરબસ્તાન, સોસેલ્યા યુરોપ, અમેરીકા વીગેરે દેશાવરો ખાતે બહોળો વેપાર ચલાવવા માટે તેમજ ધંધા માટે બાંધી વપરાસમાં ચાલુ રાખી છે અને તે સ્ટીમરો દરૂસ્ત કરવા માટે મજકુર તરતી ગોદી તેઓએ બાંધી છે. એ રીતે પોતાની સ્ટીમરો મારફતેજ તેઓ બહોળો વેપાર દેશપ્રદેશ સાથે ચલાવી શકે છે. તેમની મુખ્ય ઓફીસ એડનમાં છે અને તેમની સાખાઓ મુંબઇ, હાડેડા, જરબેર, ઝાંઝીબાર, વીગેરેમાં ચાલુ છે. તે ઉપરાંત તેમનો વેપાર સંબંધી વહેવાર પેરીસ, લંડન, મારસેલ્સ, જીનોવા, ત્રીએસ્ટ, એમસ્ટરડામ, રોટરડામ, ન્યુયોર્ક, હોંગકોંગ, કોલંબો, જાપાન, કોબી, મોરીસ્યસ, સ્ટોકહોમ, કલકતા અને રંગુન સાથે ચાલે છે.

**સ્ટીમર કંપનીઓના એજંટો**—મેસરસ કાવસજી દીનશાહ એન્ડ બ્રધર્સની પહેડી—બ્રીટીશ ઇંડ્યા સ્ટીમ નેવીગેશન કું. તથા બોમ્બે એન્ડ પરસ્યા સ્ટીમ નેવીગેશન કું.ની એજન્સીઓ ધરાવે છે એટલુજ નહી પણ બીજી ઇંગ્રેજી, ઇટાલીઅન, ડચ, નોરવેજીયન કુંપનીઓના તેઓ એજન્ટ છે તેમજ તેઓ બ્રીટીશ નેવલ એજન્ટસ છે.

**ચીન અને હીંદુસ્તાન તરફ પારસી માલેકીના બારકસો-**ઈસ્વી સનની છેક ૬ ઠી સદીમાં જ્યારે ઈરાનમાં સાસાનીઆન વંશનો અમલ હતો ત્યારથી પુર્વ તરફના વેપારમાં પારસીઓ આગેવાની ભર્યો ભાગ લેતા હતા અને તે વેળા પણ ઈરાનીઓ હીંદુસ્તાનની મુલાકાતે આવતા હતા એટલુંજ નહીં પણ પોતાનાજ વહાણોમાં છેક ચીનવેર જતા. આ વહાણો ખુદ પારસીઓ પોતેજ બનાવતા હતા.

**ચીન બંગાલાનો વેપાર-**લવજી તથા તેમના કેટલાંક વંશજોએ જ્યારે વહાણ બનાવવાના કામમાં વીખ્યાતી મેળવી ત્યારે તેમના બીજા નબીરાઓએ વેપારમાં નામ કાઢ્યું. જાણે આ વહાણો જે કુટુંબની એક શાખાએ બાંધ્યાં તેનોજ લાભ લઇ એજ કુટુંબની બીજી શાખાએ દરીયાપાર અને ખાસ કરીને બંગાલા તથા ચીન તરફ વેપાર વધાર્યો.

ઇ૦ સ૦ ૧૮૬૦ સુધીનો હેવાલ આપતા મરહુમ ખાન બહાદુર બહમનજી પટેલના 'પારસી પ્રકાશ'ના પહેલા દફતરમાં પારસી માલેકીના ૧૨૮ વહાણોના નામો આપ્યાં છે.

વળી ઉપલાંજ દફતર મધે પારસીઓના ઉપરીપણા હેઠળ બંધાયલા વહાણોમાં નીચલી ટીપ મળે છે:-

| | |
|---|---|
| અગ્નીના સાંચાના (સ્ટીમથી ચાલતાં) | ૧૫ |
| લડાઈ ખાતંના | ૧૧ |
| વેપારને લગતા | ૧૫ |

**વહાણની માલેકી સાથે બહોળો વેપાર-**વળી વહાડીઆ કુટુંબના નબીરાઓના એક ભાગે-જે મધે શેઠો પેસ્તનજી બહમનજી વહાડીઆ, હોરમજજી બહમનજી વહાડીઆ, આવે છે તેઓએ-વેપાર સાથે જાહેરકામો તથા સખાવતોમાં નામ કાઢ્યું. શેઠ પેસતનજી પોતે યુરોપીઅન પેહેડીના ભાગ્યા હતા એટલુંજ નહી પણ તેવણ યુરોપ તથા ચીન ઉપરાંત એશીયાખંડના કેટલાંક શહેરો સાથે વેપાર ચલાવતાં હતા, જેમાં તેમની માલેકીના ચાર વહાણોએ સારો ભાગ આપ્યો હતો.

**વહાણો પુરા પાડનાર કન્ટ્રાક્ટર-શેઠ કાવશજી રૂસ્તમજી પટેલ-**જે વેળા વહાડીઆ કુટુંબ આવી રીતે મુંબઇની ગોદીમાં વહાણો બાંધી આપતું તે અરસામાં પ્રખ્યાત પટેલ ખાનદાનવાળા શેઠ કાવશજી રૂસ્તમજી પટેલને મુંબઇની ઇંગ્રેજ સરકારે પોતાના લશ્કરને બીજે દેશ મોકલવા માટે બારકસો પુરા પાડવાનું કામ સોંપ્યું હતું કે જે કામ તેવણે સરકારના સંતોષ વચ્ચે બજાવ્યું હતું.

**શેઠ હીરજી તથા મંચેરજી જીવનજી રેડીમની**–અઢારમી સદીની અધવચ્ચે મુંબઇના પારસીઓએ ચીન સાથના વેપારમા નણું મેળવવાની શુભ શરૂઆત કીધી કે જે વેપારની બરકતથી પારસીઓમાં પુષ્કળ પૈસો આવ્યો હતો. આ માટેની પહેલ કરનાર શેઠો હીરજી તથા મંચેરજી જીવનજી રેડીમની હતા. તેઓ આ વેપાર પોતાની માલેકીના વહાણો ન હતે અને બીજા વહાણવટીઓને આધારે બેસી રહેતે તો કરી શકતે નહી. તેમનાં ઘણાંક વહાણો હતા, જેમાંના બે ઘણા પ્રખ્યાત હતા. તેમાં એકનું નામ મુંબઇના ગવરનર 'હોર્ન્બી'નામ ઉપરથી અને બીજાનું નામ 'રોયલ શારલોટ' હતું. ઉપરાંત શેઠ મંચેરજીના વધુ પ્રખ્યાત બેટા સખી શેઠ સોરાબજી મંચેરજી રેડીમનીના બે વહાણો નામે 'શાહ મીનોચેહેર' અને 'શાહ કેખુશરો' હતા જેની મારફતે તેવણે શેઠ અહમદઅલી રોગે સાથે ભાગીદારીમાં ચીનનો બહોળો વેપાર કરી શક્યા હતા.

**શેઠ દાદીભાઈ નશરવાનજી દાદીશેઠ**–જાણીતા શાહસોદાગર અને જાગીરદાર મરહુમ શેઠ દાદીભાઇ નશરવાનજી દાદીશેઠ ચીન ઉપરાંત યુરોપ સાથે બહોળો વેપાર ચલાવતા હતા, તે માટે તેમની માલેકીના પાંચ વહાણોથી મ્હોટી સગવડ મળી હતી. આ વહાણોના નામો નીચે મુજબના "શાહ અર્દેશીર," "કીંગ જયોર્જ," "ફ્રેન્ડ શીપ" "વીલ્યમ" અને "ડેવીડ સ્કેટ" હતા.

**બનાજી**–ખાનદાનના પ્રખ્યાત રૂસ્તમજી કાવશજીએ અકેક પછી બાંધેલાં તથા આહતા વેચાતાં લધેલાં સર્વ મળી ૨૪ બારકસો ગણાયલા છે જે તેવણના હાથમાં ઇ૦ સ૦૧૮૨૦ પછીના ત્રણ દાહેકા સુધી હતાં, અને જેમાંના કેટલાંક તેમના બેટાઓ શેઠો દાદાભાઇ તથા માણેકજી રૂસ્તમજીને હીસાબે ચીન તરફ ફરતા હતા. આ બારકસોના નામો "મુંબઇના બહારમાં" આપવામાં આવ્યા છે.

**બનાજી ખાનદાનના વહાણો**–શેઠ માણેકજી બનાજી લીમજી જેવણ ૮૫ વરસની ઉમરે ૧૯૭૫ ના સાલમાં ગુજર્યા હતા તેવણે 'પરેલ' ઉપરાંત 'કાસ્ટર' અને ગંજાવર' નામના બે બીજા સફરી વહાણો વધારયાં હતા.

ઇ૦ સ૦ ૧૮૩૬ માં શેઠો ખરશેદજીકાવસજી બનાજી, ફરામજી પેસતનજી પાટક તથા મંચેરજી ફરાંમજી પાટકની ભાગીદારી હેઠળ નીચલા વહાણો હતાઃ–

| | ટન |
|---|---|
| અરદેશર | ૪૨૨ |
| ચાર્લ્સ ગ્રાંટ | ૧૩૧૧ |
| કાસ્ટલ હંટલી | ૧૩૫૯ |
| પરલ (સ્કુનર) | ....... |
| સેટલી કાસ્ટલ | ૧૨૭૪ |

ઇ૦ સ૦ ૧૮૩૯ માં નીચલાં વહાણો પારસીઓના નામ ઉપર હતાઃ—

| | કોણના નામ ઉપર |
|---|---|
| બોમ્બે કેસ્ટલ<br>ફોર્ટ વીલ્યમ<br>ગુડ સકસેસ | જમશેદજી જીજીભાઇના છોકરાઓની કુંપની |
| લવજી કુંપની | ફોર્બ્સની કું૦ તથા બહમનજી હોરમસજી વહાડીઆ |
| અર્લ ઓફ કલેર | દાદાભાઈ પેસ્તનજી આલપાઈવાળા |
| પાંચ વહાણો | ખરશેદજી કાવશજીની કું૦ |

દાદી બરજોરના નબીરા દોરાબજીએ બે મ્હોટાં વહાણો દેશાવર ખાતેના વેપાર માટે બંધાવ્યા હતા જેમાંના એકનું નામ 'વીઉફર્થ' અને બીજાનું નામ 'ઝોરાસ્ટર' હતું.

**દમણના બેહરામજી ભરડાના વહાણો**–દમણવાળા બેહરામજી ભીખાજી ભરડાનો માલવાના અફીમનો બહોળો વેપાર હતો કારણ તે જમાનામાં એ તરફના અફીમનો વેપાર માલવાથી દમણને માર્ગેજ થતો હતો. બેહરામજી અને તેમની પછી તેમના બેટાઓ ભીખાજી તથા કાવશજી આ વેપાર મ્હોટા પાયા ઉપર ચલાવતા હતા અને તેમની માલેકીના ઘણા વહાણો હતા કે જે મારફતે દમણથી મુમ્બઈજ નહીં પણ મોસેમ્બીક અને ચીન સાથે પણ વેપાર ચાલતો હતો. પણ પાછળથી અફીમનો વેપાર દમણને બદલે મુંબઇના માર્ગે ચાલવા લાગ્યો તેથી દમણનો એ વેપારજ નહી પણ બીજો સર્વે વેપાર પડી ભાગ્યો અને તે સાથે આખરે ભરડા કુટુંબના હાથમાંથી અફીમનો વેપાર પણ જતો રહયો.

**ચીન તથા કલકતા માટેના વહાણના માલેક**–શેઠ નશરવાનજી માણેકજી વંહાડીઆ જેવણ એક વેપારી પણ હતા તેવણે ૫૬૧ ટનવાળું એક વહાણ બંધાવીને ચીન તથા કલકતા ખાતે ફરતું કીધું હતું અને તે પછી બીજા ત્રણ બારકસો નામે 'હોરમજીઆર' 'કોર્નવોલીસ' તથા 'બોમ્બે મરચંટ'ના માલેક થયા હતા. વળી તેવણ ફ્રાન્સની સરકારના તથા ત્યાંના વેપારીઓના આડત્યા હતા.

**શેઠ પેસતનજી બહમનજી વહાડીઆ**–વહાડીઆ ખાનદાનના આ માતબર સાહસીક વેપારીએ પોતાને માટે મુંબઇની ગોદીમાં ૮૨૫ ટન સુધીના પાંચ વહાણો જુદે જુદે વખતે બાંધ્યાં હતા જેમના નામ 'બહમનીઆર,' મીલફર્ડ, 'આંન' 'હીરો' તથા 'તાજબક્ષ' હતા,

**શેઠ હોરમજજી બહમનજી વહાડીઆ**–બહમનજી બાવાના આ સવથી ન્હાના સપુતની માલેકીના કે ભાગમાં મળી ૬ મ્હોટાં સફરી વહાણો હતા જેમાંનું સર્વેથી મ્હોટું ૯૨૫ ટનનું હતું.

**મી૦ અરદેશર ફરદુનજી લીમજી પાંડે**–ચીન મધે વેપાર તેમજ આડતનું કામ કરતા હતા તેની સગવડ માટે તેત્રણે 'મેરી ગાર્ડન' નામનું એક ત્રણ ડોલી વહાણ બંધાવ્યું અને "રૂપારેલ" નામનું એક બીજુ વહાણ જે સરકારની માલેકીનું હતું તે પોતે ખરીદ કીધું.

**ઓગણીશમી સદીના છેલ્લા બે દાહેકાઓ**–ઈ૦ સ૦ ૧૮૮૧ થી ૧૯૦૦ સુધાના બે દાહેકામાં પારસી માલેકીના વહાણોની સંખ્યાં ઘટી ગઇ તે ૧૬ ઉપર આવી, ત્યારે નીચલી સ્ટીમરોના માલેકો પારસી હતાઃ-

ટયુના
લવજી ફેમીલી
સર બાર્ટલ ફ્રીઅર

ઉપલાં વહાણો તથા સ્ટીમરો મધેના કેટલાંક આગલાં દાહેકામાં પણ ચાલું હતા.

મજકુર સ્ટીમર ટયુના એડનના જાણીતા વેપારીઓ શેઠો કાવસજી દીનશાહ તથા ભાઈઓની પહેડીની હતી. એ સ્ટીમર એડનથી સોમાલી કોસ્ટા ભણી જતાં દરીયામાં સખ્ત તોફાન જાગવાથી સર્વે અમલદારો તથા ઉતારૂઓ સાથે તા૦ ૧૪ મા અકટોબર ૧૮૯૬ ને દીને દરીયામાં ગરક થઇ હતી અને તે સાથે તેના બે પારસી ઇજનેરો તથા બરબેરાની રેસીડન્સીના વડા કલાર્ક મી૦ ફ્રામજી કુંવરજી મરાવાલા તેમના ધણીઆણી તથા બચ્ચી સાથે સર્વ ડુબી ગયા હતા.

શેઠ અરદેશર હોરમજજી વહાડીઆની પહેડીના 'ચાર્લ્સ ફોર્બ્સ' નામનું વહાણ તથા 'લવજી ફેમીલી' નામની સ્ટીમર હતી.

**વહાણ સર જમશેદજી જીજીભાઈ**–જે વહાણો પારસીઓના ઉપરીપણામાં કે વેપારને લગતાં બંધાયાં તે મધે સર જમશેદજી જીજીભાઇ નામ અનેક વહાણોને આપેલું દીસે છે. એક વહાણ સુરતમાં તો બીજું મુંબઇમાં એ નામે મળે છે. લવજી ફેમીલીનું નામ મળે છે તેનું કારણ હવે અંજાણું નથી. પણ પોતાના વહાણને ઈંગ્રેજી નામ આપવાનો પારસીઓને મ્હોટો શોખ હતો એમ માલમ પડે છે.

**સર ધનજીભાઇ બહમનજી—પારસીઓ** મધે હાલ એક મ્હોટા વહાણ અને વહાણોના માલેક તરીકે સર ધનજીભાઇ બહમનજી જાણીતા છે. વળી તે એક ઘણાજ કુશળ પાઇલટ છે સ્ટીમરને ગોદીમાં દાખલ કરવી કે ગોદીમાંથી દ યામાં ઉતારવી એ ઘણું મુશ્કેલ કામ છે તે આ એકલાજ પારસી છે કે જે ઘણી બાહોશી અને સાહુચેતીથી કરી શકે છે.

**પારસીઓના બળેલા તથા ડુબી ગયલા વહાણો—**૧૮૬૦ સુધી પારસીઓના ઓછામાં ઓછા ૬ વહાણો ડુબી ગયા હતા. તેઓ મધે ફરામજી કાવશ બનાજીનું 'સુલેમાની' ખાસ ધ્યાન ખેંચે છે. એ વહાણના ડુબી જવાથી નામવરની પડતી શરૂ થઇ હતી.

ઇ૦ સ૦ ૧૮૬૦ થી ૧૮૮૦ સુધીમાં પારસીઓના બે વહાણો 'રૂપાંરેલ' ત 'હુશાના' ડુબી ગયાં હતા.

**આગ—**ઇ૦ સ૦ ૧૮૬૦ સુધીમાં પારસી માલેકીના ૪ વહાણોને આગ લા વાથી તે બળી ગયા હતા જે મધે 'લવજી ફેમીલી' નામનું એક વહાણ હતું. વહાણ ૫૮ વરસ સુધી આ કુટુંબમાં વપરાઇ તા૦ ૨૪ મી જુન ૧૮૪૯ ને દી અત્રેનાં બારાંમાં આગ લાગવાથી બળી ગયું હતું.

**ચીનનો વેપાર યાહુદીઓના હાથમાં—**ઇ૦ સ૦ ૧૮૪૨ ના સાલ નાન્કીનના કરાર થવા બાદ અને તે સાથે વરાળ યંત્ર મારફતે વહાણો ચાલવા (સ્ટીમરનો) જમાનો આવવાથી પારસીઓનો જે વેપાર ચીન સાથે પોતાના માં કીના સઢવાળા મ્હોટા સફરી વહાણો મારફતે ચાલતો હતો તે રફતે રફતે ઓછો થ ગયો અને તેમની જગા મુંબઇ અને કલકતાની મ્હોટી મ્હોટી યાહુદીઓની પે ઢીઓ લેવા લાગી.

